




સર્વોપયોગી સાહિત્ય શ્રેણી. ૬

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨

'સસ્તું' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# રાખની ઢગલી

[ પાંચ સામાજિક પ્રસંગકથાઓ ]



લેખક

'સૌજન્ય'



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



દસ આના

# નિવેદન

આ સંસ્થા છેલ્લાં પાંત્રીસ વર્ષથી પોતાની શક્તિ અને વૃત્તિ અનુસાર ગુજરાતની સેવા કરી રહી છે. આજ સુધીમાં જીવનઘડતરમાં ઉપયોગી એવા લગભગ સાડાત્રણસો ગ્રંથો એણે હજારો નકલોની સંખ્યામાં ગુજરાતનાં ઘરોમાં પહોંચાડયા છે. ધાર્મિક સાહિત્યનું પ્રકાશન આ સંસ્થાનું પ્રધાન અંગ રહેલું હોવા છતાં તેનો વિશાળ અર્થ કરીને જીવન–વિકાસમાં પ્રેરણારૂપ થાય તેવાં જીવન-ચરિત્રો, આરોગ્યનાં પુસ્તકો, સમાજશિક્ષા, સ્ત્રીકેળવણી, બાલવાર્તાઓ ઇત્યાદિ સાહિત્ય પણ એણે પ્રજાને વિપુલ પ્રમાણમાં આપ્યું છે.

પરંતુ પ્રજામાં હવે એક નવો વર્ગ ઊભો થયો છે અને એની સંખ્યા આપણી રાષ્ટ્રિય જાગૃતિની સાથોસાથ વધતી જશે. આ વર્ગ ઓછું ભણેલા પ્રૌઢોનો છે. ભાષાજ્ઞાન તો એમનું બાળકો જેવું હોય છે, પરંતુ સંસારના કડવા–મીઠા અનુભવો એમને મળેલા હોય છે. આ બંને સ્થિતિનો વિચાર કરીને આ વિશાળ સમુદાય માટે નવા પ્રકારનું સાહિત્ય નિર્માણ કરવું જોઇએ. એ સાહિત્ય મોટા અક્ષરોમાં છપાયેલું, બાળકો પણ વાંચી શકે એવી સહેલી ભાષામાં અને છતાંયે જીવનમાં ઉપયોગી એવા વિષયો ઉપર પ્રકાશ ફેંકનારું હોવું ઘટે.

આ કાર્ય કોણ કરે ? ધંધાદારી પ્રકાશકો સ્વાભાવિક રીતે જ આમાં રસ ન લઈ શકે, કારણ કે આવાં પ્રકાશનમાં નફો હોય નહિ. આ કાર્ય 'સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય' જેવી પારમાર્થિક સંસ્થાએ જ કરવું જોઇએ એમ લાગવાથી આ પ્રકાશનમાળાનો અમે આરંભ કર્યો છે.

ગુજરાત જેમની સાહિત્યસેવાથી પરિચિત છે એવા યુવાન અને પ્રતિષ્ઠિત લેખકો દ્વારા વિવિધ વિષયોનાં સુંદર, સરળ અને સચિત્ર પુસ્તકો તૈયાર કરાવવાનું સંપાદનકાર્ય કાર્ય કરવા અમે જીવનસ્પર્શી સાહિત્યના પ્રસિદ્ધ લેખક ભાઈ મોહનલાલ મહેતા—'સોપાન' ને શોધ્યા અને તેમણે તે કામ હોંશપૂર્વક અને સહર્ષ ઉપાડી લીધું, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. આ પ્રયાસનું પરિણામ આજે અમે પ્રજા સમક્ષ મૂકીએ છીએ.

સર્વોપયોગી સાહિત્ય શ્રેણી જેવા સૂચક નામ સાથે જોડાયેલાં પુસ્તકોની યોજના તૈયાર કરવામાં, વિષયો ગોઠવવામાં અને લેખકો પાસે લખાવવામાં એમણે જે ચીવટ અને પરિશ્રમ દાખવ્યાં છે, તેના અમે સાક્ષી છીએ. આ પવિત્ર કાર્યના તેઓ પણ યશભાગી છે.

અમુક વર્ગ માટે યોજાયલી આ ગ્રંથશ્રેણી પ્રજાના બીજા ભાગ માટે પણ લાભદાયી અને માર્ગદર્શક નીવડશે એવા ભરોસાથી આ સંસ્થાના કાર્યક્રમમાં આ નવો પ્રકાર શરૂ કરતાં અમને આનંદ થાય છે.

મુંબઈ,
તા. ૨–૧૦–૪૪

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

# સંપાદકનું નિવેદન

'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે' મને જે કામ સોંપ્યું તેનો સ્વીકાર મેં હળવે હૈયે કર્યો નથી, એટલું આરંભમાં જ જણાવી દઉં.

ઓછું ભણેલાં હજારો ભાઈબહેનોને, જીવનને સ્પર્શતા વિષયોનું જ્ઞાન આપવાની જવાબદારી કેટલી મહાન છે, તેનું આ કાર્ય કરતાં મને સતત ભાન રહ્યું છે.

હું કેટલે અંશે એમાં સફળ થયો છું, તેનો નિર્ણય તો જાણકારો જ કરી શકે. મારે તો એટલું જ કહેવાનું છે કે પરિશ્રમ કરવામાં મેં કચાશ રાખી નથી ને જ્યાં જ્યાંથી સહાય મેળવી શકું ત્યાં ત્યાંથી મેં મેળવી છે.

વિષયોની પસંદગીમાં અને તેના લેખનમાં લેખકમિત્રોએ જે મદદ કરી છે, તે હું ભૂલી શકીશ નહિ. પ્રકાશક, સંપાદક કે લેખક આ કાર્યની મહત્તા અને પવિત્રતાને ભૂલ્યા નથી એટલું તો પૂરી નમ્રતા સાથે પણ મારે કહેવું જોઇએ. હજારો બંધુ–ભગિની પ્રત્યેની લાગણી આ ગ્રંથશ્રેણીના લેખન–પ્રકાશનના મૂળમાં રહેલી છે.

શક્ય તેટલી કાળજી રાખીને વિષયોની પસંદગી કરી છે. આ યોજના એક જ વર્ષની કે અઢાર જ પુસ્તકોની નથી તે લક્ષમાં રાખ્યું છે; છતાં પહેલા વર્ષમાં યે વિષયનું વૈવિધ્ય સપ્રમાણ જાળ-

વવાનો સભાન પ્રયાસ તો કર્યો જ છે. આમ છતાં એમાં ત્રુટીઓ નહિ હોય કે નથી, એમ હું કહી શકું નહિ. લોકશિક્ષણમાં રસ ધરાવતા સજ્જનો મને તેમની સૂચનાઓ મોકલશે તો હું આભારી થઈશ.

અંતમાં, મારે 'સસ્તું સાહિત્ય'ના ટ્રસ્ટીઓનો આભાર માનવો છે. હું જાણું છું કે તેઓ આભારના ભારથી દૂર રહેવા ઇચ્છે છે, પરંતુ મારે સૌને જણાવવું જોઈએ કે સદ્‌ગત ભિક્ષુ અખંડાનંદે પ્રગટાવેલા જ્ઞાનદીપકની જ્યોતને એમણે નમવા તો નથી જ દીધી, પરંતુ સતત દીવેલ પૂરીને એને પ્રજ્વલિત રાખી છે. સહેજ આગળ વધીને કહું તો એ જ્યોત વધુ પ્રકાશ આપી શકે તે માટે તેઓ વૈજ્ઞાનિક પ્રયોગો પણ સતત કરતા રહે છે. આ ગ્રંથશ્રેણીના સંપાદનકાર્ય અંગે ટ્રસ્ટીમંડળના પ્રમુખ શ્રી. મનુ સૂબેદારે મને સતત ઉત્સાહ અને માર્ગદર્શન આપ્યાં છે એમ મારે કબૂલવું જ જોઇએ. એમનો સહકાર ન હોત તો આ કાર્ય મેં થાકીને અધવચ્ચે જ છોડી દીધું હોત.

મુંબઈ,
તા. ૧-૧૦-૪૪

મોહનલાલ મહેતા

# લેખકનું નિવેદન

પહેલેથી જ જણાવવું જરૂરી છે કે આ પાંચે વાર્તાઓ નહિ પણ પ્રસંગચિત્રો છે. આપણા સમાજમાં રોજ બનતા બનાવોમાંથી આ પાંચે પ્રસંગો ઝડપ્યા છે. તેમાં કેટલાંક પાત્રો અને કેટલાક પ્રસંગો તેના સાચા સ્વરૂપમાં જ આલેખ્યા છે. આમાંનાં કેટલાંક પાત્રો તો હજુએ સમાજની વિષમતાનો તાપ સહેતાં જીવી રહ્યાં છે. તેમના કેટલાકની સાથે તો હું જીવ્યો છું અને રઝ્યો પણ છું. છતાં તેમની વેદના અશેષ નિરૂપી શક્યો નથી તેનું મને દુઃખ છે.

આ પ્રકાશન શ્રેણીની યોજના આમ જનતા સુધી પુસ્તકો પહોંચાડવાની હોઇ પ્રસંગચિત્રોની ભાષા સાદી અને સરળ બનાવવા સભાન પ્રયત્ન કર્યો છે. મોટા ભાગના પ્રસંગો ગામડા-ના હોઇ ગામડા—ઉત્તર ગૂજરાત—ની લોકબોલીમાં જ લખ્યા છે. જો કે ગૂર્જરાતના જુદા જુદા છેડે રહેતા વાચકોને સમજાય તેવી બનાવવાની કાળજી લીધી છે.

વાચકો આ પ્રસંગચિત્રો વાંચી આજના સમાજની કઢંગી અને અન્યાયી બાજુ તરફ અભિમુખ થશે તો મારા પ્રયત્નને સાર્થક ગણીશ.

મુંબઈ,
તા. ૧-૪-૪૪

—લેખક

## અનુક્રમ



## રાખની ઢગલી

આજે રવિવાર હતો એટલે નોકરીએ જવાનું ન હતું. બપોરે જમ્યા પછી તકિયાને અઢેકણ દઈ પડ્યો પડ્યો વાંચતો હતો, અને વાંચતાં વાંચતાં ક્યારે ઊંઘી ગયો તેનીયે ખબર પડી નહિ. પણ જ્યારે એકાએક આંખ ઊઘડી ગઈ ત્યારે પાછલા ખંડમાં કોઈ વાતો કરતાં હતાં. તેમાં એક તો મારી પત્નીનો જ અવાજ હતો. તે કહેતી હતી:

'તે કમળાબહેન તમને બસ કાઢી જ મૂક્યાં? કાંઈ વાંક ગુનો'

'વાંક ને ગુનો, શું બતાવું બાઈ, જ્યાં દાનત જ ખોટી ત્યાં....'

'કોઈ કાંઈ કહેનારે ન મળ્યું?'

'શું કહે? બધાં જ આવાં ત્યાં? આખી પોળમાં એક ઉંબરો એવો નહિ હોય કે જ્યાં એક ઉપર બીજી નહિ થઈ હોય.'

'હેં?'

'અમારી નાતની તો એ જ મોંકાણ છે ને? મારા સસરાએ ચાર કરી હતી તો આ તેમના સપૂત....'

આટલુંયે એ બાઈ મહામહેનતે બોલી હોય તેમ લાગ્યું. જાણે તેના ગળામાં ડૂમો ભરાઈ જતો હતો.

થોડીવાર વાત કરનારાં બંને ચૂપ થઈ ગયાં. હું પડ્યો હતો તેમ વધુ સાંભળવાની લાલચે ચૂપચાપ પડ્યો જ રહ્યો. 'કમળાબહેન શું કરવા રડો છો? રડે શું વળે?'

હૈયું ચીરી નાખે તેવાં ડૂસકાં સંભળાતાં હતાં.

'મને બીજું તો કાંઈ થતું નથી,' રડતાં રડતાં એ બાઈ બોલતી હતી; 'પરભુએ એક છોકરું આલ્યું હોત તોયે એનું મોં જોઈ આયખું પૂરું કરાંત. પણ આતો રણવગડામાં એકલી અટૂલી.'

પથ્થરને પણ પિગળાવી દે એવું એક ધ્રૂસકું એ બાજુથી મુકાઈ ગયું અને હું ચમકીને એકાએક બેઠો થઈ ગયો. આ સાંભળી મને મનમાં ચણચણાટી થવા લાગી.

કમળાબહેનનો રડવાનો અને મારી પત્ની સવિતાના આશ્વાસનના શબ્દો સંભળાયા કર્યા. થોડીવાર રહી કમળા-બહેન આંખો લૂછી ચાલ્યાં ગયાં. દાદરામાં દેખાયાં ત્યાં સુધી એ કરુણતા અને દીનતાથી છવાઈ ગયેલાં કમળાબહેનને હું જોઈ રહ્યો. મારાથી નિઃશ્વાસ મુકાઈ ગયો.

'આમ શું જોઈ રહ્યા છો?' સવિતાએ બહાર આવીને કહ્યું અને વિચારમાંથી હું એકદમ જાગી ગયો.

'આડીઅવળી હવાઈ વાતો લખ્યા વગર લખવી હોય તો આવી વાતો લખોને.'

'કેવી?'

'આ કમળાબહેન જેવી. બચારાંના જીવતરમાં રોવા સિવાય રહ્યું છેયે શું?'

'તમને હું એ જ પૂછવા જતો હતો.'

સવિતા પાસેથી જે હકીકત મળી અને પાછળથી મેં જે જાણ્યું તે દિલ કંપાવનારું હતું.

કમળાબહેનના પિતા ખોડીદાસને કુળનો ખૂબ મોહ હતો. ગમેતેમ થાય પણ છોડીને તો કુળવાન ઘરમાં જ

નાખવી છે એવી તેમણે મનમાં ગાંઠ વાળી હતી. તેમાંયે કમળા બે ભાઇઓ વચ્ચે એકની એક બહેન હતી એટલે પિતાનો તેના ઉપર ખૂબ પ્રેમ હતો. સરખેસરખામાં કન્યા આપે તો ખાસ કંઈ ખર્ચ થાય તેમ ન હતું. કહેવાતા કુળવાન એક કોથળી તો ચાંલ્લો માગતા હતા. ઘરેણાંગાંઠાં તે તો જુદાં. ખેતીમાંથી મથીને ઘરનું પૂરું કરનાર ખોડીદાસ માટે આ રકમ આકરી પડે તેમ હતું. એક ઉપર એક વર્ષ ખરાબ આવતાં હતાં. ટૂંકી જમીન અને ખાસ રસ-કસ નહિ, પછી બચત પણ શું હોય? તોયે મોટા ઘરમાં નાખવાનો મોહ હૈયેથી વછૂટતો ન હતો.

ગામના બેચાર માણસોએ ટકોર પણ કરેલી:

'ખોડાભાઈ! સરખે સરખામાં મઝો હોં. કુળ કુળ કરો છો તે એને કાંઈ ચાંદીરૂપાનાં હાડકાં હશે? નાહકના શું કરવા ખર્ચમાં લાંબા થાઓ છો?'

'નારે ભાઈ' ખોડીદાસ ટટાર થઇ કહેતા 'મારે તો મારાં ભાણિયાં અમીન કે દેસાઇના ઘરમાં રમતાં જોવાં છે. કુળની તો વાત જ ન્યારી!'

ખોડીદાસને આ કુળની ધૂનમાંથી કોઈ ચલાયમાન કરી શક્યું નહિ. તેમના બે છોકરા બબડાટ કરવા લાગ્યા. તેમને ધુંકારિયાં કરીને ખોડીદાસે ચૂપ કરી દીધાઃ

'કેમ કમળા ત્રીજો ભાઈ હોત તો જમીનમાં ભાગ ન

માગત કે? મારી કૂખે પાકી આવો ટૂંકો જીવ રાખો છો?'

—અને બોડીદાસે તેમનું ધાર્યું જ કર્યું. કુળવાન ઘર એમ ખાલી તો ક્યાંથી મળે? એટલે તાજેતરમાં જ રાંડેલો એવો એક બીજવર શોધી કાઢ્યો? પહેલી પત્ની ઘાસલેટ છાંટી બળી ગયેલી. જેમ બીજા ઊંબરા ઘસનારા એનાં કારણોમાં ઊંડા નહોતા ઊતર્યા તેમ બોડીદાસ પણ ન ઊતર્યા.

ચીમનલાલનાં મા તો ગળગળાં થઈ, જાણે આભ તૂટી પડ્યું હોય તેમ વાત કરતાં હતાં.

'શું કરીએ ભાઈસા'બ, આ પ્રાઇમસે તો ઘાણ વાળ્યો. મારી જુવાનજોધ વહુ ફાટી પડી.' અને ડોસીએ આંખો પટપટાવી નામનાં બે ત્રણ આંસુનાં ટીપાંએ પાડ્યાં.

બોડીદાસના મનમાં તો સમાધાન થઈ જ ગયું કે બાઈ પ્રાઈમસ ફાટવાથી બળી ગઈ છે. ડોસીનો કેવો સુંવાળો સ્વભાવ છે! આવી નરમાશ તો આ ઘરમાં જ જોવા મળી. કમળા આ ઘરમાં સુખી થશે. એ બેઠે બેઠે ખાવાનું ને મઝા કરવાની છે. પાછું આવું દેસાઈ કુળ તો ક્યાં મળવાનું હતું? કમળાનું નક્કી થાય તો તેનો મનખો જ સુધરી જાય.

ચીમનલાલ વેરે પોતાની દીકરીનું નક્કી કરવા ઘણા-એ તલપાપડ થઈ રહ્યા હતા. ડોસી તો જે વધુ ચાંલ્લો

આપે તેની જોડે વેવિશાળ કરવા માગતાં હતાં. ખોડીદાસે એકહજાર ને એક રૂપિયા ચાંલ્લા પેટે કબૂલ્યા અને બે હજારનાં ઘરેણાં કરાવવાની પણ હા પાડી. ડોસી જાણે ઉપકાર કરતાં હોય તેમ બોલ્યાં:

'જુઓ પટેલ! આ તો તમે કરગરો છો એટલે હા પાડું છું. બાકી તમારા જેવા છેવાડા ગામની કન્યા કોણ લે? વાજતેગાજતે જાન આવશે. એની શોભા પરમાણે આગતા સ્વાગતા કરજો. આ તો અમદાવાદી, ગાંમડિયા સમજશો નહિ. તમારું જડું ખાતું નહિ ચાલે.'

'આહા....હા, મારાં શાં ધનભાગ્ય કે દેસાઈ કુટુંબની એંઠ મારે આંગણે પડે. બેલાશક તમે તમારે જાન મોકલજો. ડંકો ના વગાડું તો મારું નામ ખોડીદા નહિ.' ખોડીદાસનો હાથ મૂછો પર ફરી ગયો. તેમની આંખમાં ખુમારી અને અભિમાન ચમકી રહ્યાં.

ઈડરિયો ગઢ જીત્યા હોય તેવો ખોડીદાસને આનંદ થયો. તેમની છાતી તો ફૂલીફાલી માતી જ ન હતી. એ કમળા તો બેઠી બેઠી શે'રમાં મઝા કરશે. એના માથેથી તો છાંણની હુલ્લી અને ખેતીના ગાહલાપીહલા નીકળી ગયા. એની આંતરડી ઠરશે એનાથી બીજું શું જોઇએ?

જમીન ગીરો મૂકી વાણિયા પાસેથી ખોડીદાસે પૈસા ઉપાડ્યા. બડી ધામધૂમથી લગ્નની તૈયારી કરવા માંડયા.

મોટો માંડવો રોપ્યો. આસોપાલવનાં તોરણો લટકાવ્યાં. મહેમાનો માટે માગીતાગીને પાટલા લાવ્યા. ઉતારા માટે એક મોટું ડેલું મુખીને શરમમાં નાખી ઉઘડાવ્યું. મજાનાં ગોદડાં, રજાઇઓ ભેગી કરી ગોઠવી દીધી. કોઈ વાતની કમીના ન રહે તેની ખાસ કાળજી રાખી હતી. અરે! મહેમાનોને ઠંડું પાણી મળે તે સારુ તો તેમણે બરફ પણ મંગાવી રાખ્યો હતો. જાનની આવી પરોણાગત, આવી ચાકરી, આવો ભપકો ગામમાં આજ સુધી કોઇએ કર્યો નહોતો. એકવાર તો બધાએ વાહ વાહ કરી. ખોડીદાસ જશ લઈ ગયા. છોડીને સુખમાં નાખી. મરતાં મરતાં ડંકો વગાડયો!

ખોડીદાસને ઘડીભર થયું તેમના જેવો કોઈ સુખિયો માણસ નથી. જીવનમાં પરમ સંતોષ અનુભવ્યો. તેમને થયું તેમનું જીવ્યું ધન્ય થયું છે.

પણ ખોડીદાસનો ડંકો તેમની પાછળવાળાંને ભારે પડી ગયો. તે તો કમળાને પરણાવી પશટાઇને એક વરસમાં જ દેવલોક થયા. છોકરા વાણિયાને વ્યાજ પણ ભરી શકતા ન હતા. દેવુ તો માથાના વાળની પેઠે વધે જતું હતું. એથી એક ભાઈ અમદાવાદ મિલમાં ગયો. બંને જણા મથીને પૂરું કરતા એટલું જ. દેવું તો એમનું એમ ભરખી ખાય એવું વિકરાળ મોં ફાડીને ઊભું જ હતું.

કમળાને પણ પિતાએ વહોરેલું મોટું ઘર ભારે પડી ગયું. શરૂ શરૂમાં તો જેમ કમળાની બહેનપણીઓ એને શહેરમાં નાખી એથી મનમાં હરખાતી હતી તેમ તે પણ હરખાતી હતી. પેલી એની ખાસ ગોઠણ શકરીએ કહ્યું:

'અલી કમળી, તું તો મોટી શેઠાણી થવાની. કો'ક દા'ડો અમે ગાંમડિયાં શે'ર જોવા આઇએ તો બોલાવજે તો ખરી! ખોડાકાકાએ તો તારો મનખો જ સુધારી નાખ્યો.' ત્યારે તો તે શેઠાણીની અદાથી હસીએ પડેલી. પણ એતો ચીમનલાલને નહોતા જોયા ત્યાં સુધી.

જાન આવી ત્યારે બધાં સરખેસરખાં ભેગાં થઈ એક મેડા પર છાંનેછપને વરરાજાને જોઈ રહ્યાં હતાં.

'અલી, ચીમનલાલ આંમ છે તો મુઠ્ઠી હાડકાંના પણ લાગે છે ભારે શોખીન. જોને ભેંસની પેઠ્ય પાંન ચાય ચાય કરે છે.'

'હેંડ હેંડ ચિબાવલી, ચમનલાલની નંદા કરે છે તે કમળી પછી બોલાવશેયે નહિ.' શકરીએ છણકો કરીને કહ્યું.

'જુઓ તો ખરા, પાછા ધોળી બીડી પીવે છે. ડાચાં તો બેસી ગયાં છે ને....'

'હવે છાંની મર. ક્યાંક એ એ સાંભળી જશે. એમનાં લૂગડાં સામે તો જોતી નથીને. જોને, આવો કોઈ

બનીઠણીને આયેલો વરરાજા જોયો' તો ? મોંઢામાં આંગળી ઘલાવે એવો તો છે !'

'છે જ સ્તો, આવાં કાળાં મેંશ જેવાં આંખ્યનાં ડોળાં, વાંસના જેવી પાતળી કાયા, કનૈયાકુંવર જેવો રંગ ....મો'ઢામાં અમ આંગળી નાં ઘલાવે. હાય હાય! જો જો, એ તો પાછા ગળફાયે કાઢે છે.'

'હેંડ હેંડ. ઊઠે છે હવે. તું લજવી માર્યા વના નહિ મૂકે. તને તો કોઈ બાવળિયાના થડિયા હારે પૈણાવી જોવે છે.'

શકરી એ બટકબોલી છોકરીનો હાથ પકડી ઊભી થઈ ગઈ. કમળા પણ એક નિસાસો મૂકી પાછળ પાછળ ચાલતી થઈ.

વળાવાના વખતે શકરી અને કમળી ખૂબખૂબ રડયાં. કમળાને ઓછું ન લાગે એટલા માટે શકરી કહેતી હતીઃ

'બૂન, મનમાં કાંઈ લાઈશ નહિ. બીજવર છે પણ હથેળીમાં રમાડે એવો છે. આદમીનું મન જીતવું તે આપણા હાથની વાત છે, તને એમાં શું કહેવું પડે એમ છે? એં, ઇમનો પડતો બોલ ઉપાડી લઇએ. એતો તને જોશેને પાંણીપાંણી થઈ જશે. લે બૂન, હવે આંખ્યો લૂછી નાખ. એક મહિના હોરું તો તને તેડવા આવશે.'

કમળા ઘરબાર છોડી, બહેનપણીઓ, માબાપ, ભાઈ-

ભાભી સૌને છોડી સાસરે આવી. હવે પિયેર પારકું ઘર થયું. સાસરું પોતાનું થયું. જનેતા દૂર રહી અને સાસુ મા બની. પારકાંને એક દા'ડામાં જ પોતાનાં કરી દેનાર હિંદુ સ્ત્રી જેવો ત્યાગ દુનિયામાં બીજા કોઈનો હશે?

એક મહિના પછી કમળા અને શકરી પાછાં મળ્યાં. કમળા શિયાવિયા થઈ ગઈ હતી. પાકેલું ચીભડું જેમ વહેરી જાય તેમ કમળા એકદમ વહેરી ગઈ. શકરીના ખોળામાં માથું મૂકી નાની છોડીની પેઠે રડવા જ માંડી.

'કમળી, કમુડી....કાંક વાત તો કર. આમ લહેકે શું ચઢી છે.' શકરી પંપાળતી પંપાળતી કહેતી હતી. કમળાનું માથું તેણે ઊંચું કર્યું.

'બૂન, કમળી....શું થયું તે આમ રોવે છે!'

'હવે વાત કર્યે એ શું વળે? કરમ જ કાઠું ત્યાં....'

'લે, આવું ઊંચું કુટુંબ અને શે'ર જોયું તો એ....'

'એની તો મોંકાણ છે ને! મારે તો કાંઈ મોટા ઘરને બાળવુંયે નહોતું. ચ્યમ મને તારી પેઠયે બાજરીનો જાડો રોટલો નાં ભાવત?'

કમળાએ આંખો લૂછી નાખી અને ઠીક થઇને બેઠી.

'ચમનલાલ માણસ તો ઠીક લાગતા'તા. કાંઈ બોલ્યા ચાલ્યા....'

'તને શું કહું બૂન, આ મહિનો કાઢયો છે તે મારું મન જાણે છે. આ કાંઈ આપણું ગામડું હતું તે....શે'રનાં લોક તો ભા પરભુ તોબા.'

'એ તો બધેએ એવું. મારી સાસુ કાંઈ બોલવામાં પાછાં પડે છે. પણ એ તો ઈમ જ ચાલે.'

'શું ચાલે શકરી. બેય એવાં ત્યાં? તી શ્રીધું' તું ઇમ મારા મનમાં એમ કે એમને તો મારા કરી દઈશ. પણ મારી વાત સાંભળે તાણે ને? એ તો જ્યારે ને ત્યારે કે'શે પૈસા લાય. તને શું કહું બૂન....એમને જુગાર રમવાની ટેવ છે.'

'હેં....'

'શે'રમાં તો એ જ માંકણ છે ને? આ ચાંદીનાં હાડકાંવાળા તો બીજો શું કાંમધંધો કરવાના હતા. પોળમાં એમના જેવા ભેગા થઈને પાનાં કૂટે છે. પૈસો ખૂટે એટલે બૈરીના દાગીના વટાઈ ખાય.'

'શું કે'છે? ચમનલાલે....'

'બધાએ એવા. મી એકબેવાર તો પૈસા આલ્યા પણ રોજ રોજ બૂન ચ્યાંથી લાવું? એકવાર તો મી ના પાડી તે મને કાંઈ મારી છે....કાંઈ મારી છે....અને ઉપ-રથી ગવાળો ફેંદીને પૈસા હતા એટલા લઈ લીધા.'

'અરર....આ ઊંચા કુળવાળા! તારી સાસુએ કાંઇ કહેતાં નથી!'

'ઇમને બિહાતાં બિહાતાં કીધું પણ એ તો મને જ ભાંડવા માંડ્યાં. ડોહલી કે'છે, તારે બાપે શું આલી દીધું છે તે તારા લબાચા ફેંદતો હશે? માએ જણી છે એવી ઉઘાડી પૂઘાડી તો ધકેલી દીધી છે.'

'ખોડાકાકાએ આટલું આલ્યૂં તોયે આંમ બોલે છે?'

'એ બોલે છે એ કહું તો તારા કાને ખરી પડે. એ તો કહે છે મારા શા ભોગ લાગ્યા તે આવાં ભિખારી હારી પનોતાં પડ્યાં.'

'સાસુ તો છાંને ગમે ઇમ બોલે પણ માથે આદમી સારો હોય એટલે થ્યુ. મને તો તારા બનેવી કહેશે છાંને મા બોલતાં તારે મનમાં કાંઈ લાવવું નહિ.'

'આ તો માદીકરો એક પછી કોને કે'વું? મોટા ઘરવાળાને છાશવારે ને છાશવારે બૈરું નવું કરવા જોવે, પછી એમને આપણી શું પડી હોય. મી ઇમનું મન જીતવા કાંઈ ઓછાં વાનાં કર્યાં હશે પણ રહિયું હોય એને ને....'

'ચમનલાલ હારી કાંઈ વાતચીત થઈ ખરી?'

'દા'ડે તો જમ જેવી સાસુ હોય પછી શાનું બોલાય? રાતે તો એ મોડા આવે. પાંન ચાઈ ચાઇને

ખૂન મોઢુંએ ખરાબ થઈ ગ્યું છે. એટલી એટલી ઉધરસ આવે છે તોયે બીડીઓ તો પીપી કરે. હું તો એમના પગ દબાવું; માથું દબાવું, કાંઈ હેતપ્રીતની વાતો કાઢું પણ એ તો છનછન કરે. વાત કરે ત્યારે પૈસાની....'

'આના કરતાં તો ખોડીકાકાએ ઉકડો જોયો હોત તોયે સારું. કુળના મોહ છાતીથી વછૂટતા નથી ન'ક ફૂળમાં તો આ લોહીનાં આધણ કે બીજું? તે તેં કોઈ દા'ડે ઇંમ કીધું યે નહિ કે જુગાર નાં રમતા હોય તો?'

'ચ્યમ ની કીધું હોય? એક વાર કીધું એમાં તો તે ઊછળી પડ્યા ને કરાંજવા માંડયા. તને જીભ આઈ ખરા? હું તને આંમ શિખામણ આલવા લાયો છું? અને ખૂન લપડાકે ને લપડાકે મારવા માંડ્યા. ગાલ ફૂલીને ઢમઢોલ થઈ ગ્યા તોએ માર્યા કર્યું. પાછાં પાટાં મારતા મારતા એક ખૂણામાં નાખી. આખી રાત રોઈ રોઇને પૂરી કરી.'

બોલતાં બોલતાંએ કમળાની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

'કસાઈ! જોને કુળવાનની પૂછડીઓ ભેગી થઇ છે!'

શકરી કમળા સામે તાકી રહી. જાણે તેની નજર તેને માપતી હતી.

'તાણ તો કમળી એકે દા'ડે હખવારો નહિ આયો હોય.'

'હવે તો ઠાઠડી બંધાશે તાણ હુમવારો આવશે.'

'આવું શું બોલે છે? કાંઈ સદાય આંમ ચાલવાનું છે?'

શકરીએ કમળાના ખભે હાથ મૂકયો. કમળાના શરીરમાંથી મોતની ઠંડી કંપારી વછૂટી ગઈ.

'શકરી!' કમળા આંખો સ્થિર કરી ગંભીર અવાજે બોલી; 'કુણ જાણે કેમ પણ મને ઇંમ લાગે છે કે આ ફેરે હું જીવતી પાછી નહિ ફરું.'

'આવું શું બોલતી હોઇશ બૂન. એ તો બધે એ એમ ચાલે પણ ધીમેધીમે રાગે પડી જાય. અસ્ત્રીના અવતારમાં મારઝૂડ કાંઈ નવાઈની ચીજ છે. પેલી શાંતુડીને એનો ધણી કેવો ઢોરમાર મારતો'તો. અત્યારે એ રૂપાળુ ઘર માંડીને રહી અને બે છોકરાંની માએ થઇ. તારે એ રૂડાં વાનાં થશે.'

'શાંતુડીમાં ને મારામાં ફેર છે. એના ધણીને બીજું કરવું હોય તો એ આાં સાતભવે ભેગું થાય ઈમ હતું, આંમને તો એક કહેતાં એકવીસ આલનારા મળે. પછી....'

'એટલે તારા પર બીજી કરશે? કર્યું કર્યું એને? ચાંખલા જ નાં ભાગી નાખીએ? મારા જેવી હોય તો આવનારીને નાગણ થઈને એવી વળગું તે ઊભીને ઊભી ડસી નાખું.'

શકરી જરા ઉશ્કેરાઇને બોલી. એ જોઇને કમળા ખરી પડતું ફૂલ જેવું હસે તેવું હસી.

'તને બૂન ક્યાં ખબર છે કે આંમને તો કોઈ પહોંચે ઈમ નથી. બધા કે'તા હતાને કે પેલી પ્રાઈમસ ફાટયાથી મરી ગઈ હતી? એનો તો ભરમ હવે ફૂટયો.'

'શું?'

'મારા જેવી એક બચારી બીજી પર ત્રીજી થઇને આઈ છે. તે કહેતી'તી કે મરનારી સુવાળાં હાડકાંની હતી. એક અક્ષર બોલે ને ઊભી ને ઊભી ચઢી જાય. એને કહે પૈસા લાય. બચારી રોજ રોજ પૈસા ચ્યાંથી લાવે? તે રોજ મારઝૂડ થાય. ડોસીયે કહે જા તારા પિયેરથી પૈસા લઈ આય ન'ક તગડી મૂકું છું. પિયેરિયાં શાના પૈસા આલે? બચારીથી મારઝૂડ સહન નાં થઈ તે ધાસ-લેટ છાંટીને બળી મરી.'

'અરર....ધાસલેટ છાંટીને મરી ગઈ? નીચ, રાખશસ....'

'એટલે તો કહું છુંને શકરી કે આનાં કરતાં મને જાડા ખાતામાં નાંખી હોત તો હખે આયખું તો પરું કરાંત. આ તો પૈસાનાં સગાં છે. ચાંલ્લાના પૈસા થઈ રહે એટલે બીજીની, ત્રીજીની સવડમાં પડે છે.'

'હાય હાય, અમને શું ખબર કે આ દેહઇ કહુંબ આવાં હશે? ઉપરથી દેવું કરીને છોડીને નરકમાં નાંખી.

કમળી, તું આ કે'છે ને મને તો ફફડાટ થાય છે. તારા બાપે આટલોયે વચાર નાં કર્યો.'

'બૂન, એ તો મારું નસીબ. પણ શકરી તને હમ ખવરાવું છું કે તું આ વાત કોઇને કહીશ નહિ હોં. મારા બાપા જાણશે તો બચારા ધરાઇને ધાને નહિ ખાય.'

કમળા શકરીના ખભા પર માથું મૂકી પાછી રડવા માંડી. શકરીની આંખો પણ ભીની બની. પોતાની ગોઠણને વહાલથી પંપાળતી પંપાળતી શકરીએ કમળાને ક્યાંય સુધી રડવા દીધી.

દસપંદર દિવસ પછી કમળાને પાછું સાસરે જવું પડ્યું. આખો દા'ડો તો ઘરના કામમાં જ પરોવાઈ રહેતી. ડોસીને રીઝવવા તે 'મા....મા....' કર્યા કરતી. 'મા'ને પૂછ્યાગાછ્યા વિના ડગલુંયે ભરતી નહિ. પણ ડોસીને બાપ માર્યાં વેર હોય તેમ છણકભણક કરતાં. જાણે તેમની સાસુએ તેમના પર ગુજારી હતી તેનું વેર કમળા પર લેતાં હતાં. કોઈકવાર તો ડોસી 'વંઠેલ, ગધ્ધી,....' એવી એવી ગાળો દેતાં પણ કમળા હરફે બોલતી નહિ. એથી તો ડોસીને ઝગડવાની મઝા મારી જતી. આડોશીપાડોશી કોઈ વહુનાં વખાણ કરતાં તો તેમનાથી ખમાતું નહિ. એકવાર એક બાઇએ કહેલું:

'ડોસી, તમે ગમે ઇમ કો' પણ તમને વહુ સારી

મળી છે. એ બચારી ઊંધું ઘાલી કામ કરે છે ને તમારી એવી રૂપાળી હાતર રાખે છે. મારે ઘેર તો એવો વળ-પળો છે તે કાંઈ કીધાની નથી.'

આ સાંભળીને ડોસી તરત બોલી ઊઠેલાં:

'આયે દેખાય છે શાંણી સીતા જેવી પણ એટલી બીજી ભૂયમાં છે. મારા ચમનને ચઢાવે છે કે આ ડોહલી-ને જુદું આલી દયો. એને રાંડ કાંનભંભેરણી કરે છે! એ તો મારો ચમન મને પૂછ્યા વના કાંઈ કરે એવો નથી, નહિ તો....'

'તમે ગમે ઇંમ કો' પણ કમળાવહુનાં શાંન સારાં છે. આખા ખાંચામાં એક તો એવી બતાવો. મારે છે એવી મળી હોત તો તમને ખબર પડત.'

'મને શું ખબર પડવાની'તી.' આંખો કાઢી ડોસી બોલ્યાં, 'એ તો તમે એવાં તે ઘરમાં સંઘરો. હું તો કાન-બુટ્ટી પકડીને તગડી મૂકું તે આજની ઘડીને કાલનો દા'ડો. ક્યાં બીજી નથી મળતી તે એવાને નભાવે....'

અંદર ઓરડામાં બેઠી બેઠી ઘઉં સાફ કરતી કમળાએ આ સાંભળ્યું અને ફફડી ઊઠી.

'બાઈ, મારે તો ક્યારનુંએ બીજું કરાવવું છે પણ મારો ચંદુ ભણેલો છે તે ના પાડે છે. મોંએ ચઢીને કહે છે બૈરું તે કાંઇ ઢોર છે તે કાઢી મુકાય.'

'એ છોકરાનું સાંભળો છો તાણે તો મરો છોને? એ તમારા ભણેશરી એક દા'ડો મારા ચમન આગળ ડહાપણ કરવા આયા'તા. તે કહે કે બૈરાને નાં મારવું જોયે. તું નકામા ઝગડા કરે છે. એતો હું સાંભળી ગઇ ને ભઇસા'બને કહી દીધું, ખબરદાર ! તું તારું સંભાળીને બેસજે. તે આવડું મોટું થઈ ગયું'તું. હું કાંઇ નાંની કીકલી છું તે શિખામણ આલવા નીકળી પડયાં છો?'

પેલી બાઈ તો એક અક્ષર બોલ્યા વિના સરરસટ કરતી ચાલી ગઈ. આ બધાની દાઝ ડોસી કમળા પર કાઢતાં. ઘરની બધી વાતો બહાર કહી દે છે, એમ માની ઘર બહાર પણ જવા દેતાં નહિ.

કમળા સાસુ આગળ જ નહિ, ચીમનલાલ આગળ પણ ગાય જેવી જ રહેતી. તેને મનમાં વિશ્વાસ હતો કે એક દા'ડા તો એ જરૂર રીઝશે. બીડીઓથી ગંધાતું મોં કમળાને નહોતું ગમતું. તોએ ચીમનલાલના કહ્યા પ્રમાણે તે તેમને બીડી સળગાવી આપતી. કોઈકવાર તો ઉજાગરાથી ચીમનલાલનું માથું દુઃખતું હોય તો કમળા આખી રાત દબાવે જતી. વાત વાતમાં ચીમનલાલ ઝાટકા મારતા હતા છતાં કમળા કંઇ જ બોલતી ન હતી. ઊલટી તે તો વહાલથી કહેતીઃ

'જુઓને કેવા દુબળા પડી ગયા છો? ધરાઇને ખાતા-

યે નથી. આ એકલાં હાડકાં દેખાય છે. ચા પીપીને કોઠો જ ખરાબ કરી દીધો છે. ન'ક તમારા જેવો ભાયડો બે ત્રણ રોટલી અને આટલા ભાતમાં ધરાઈ જાય ?'

ચીમનલાલ તો બોલી ઊઠતા:

'બસ હવે તારું દોઢ ડહાપણ રે'વા દે. આ તે કાંઈ ગાંમડિયા ભાજ્યા તે મણ ખાય. સાળુ ગામડાનું રાંચું....'

કમળા તોયે નિરાશ થતી ન હતી. તેની એક માત્ર ઇચ્છા હતી કે 'તેમને' પોતાના કરી જુગાર છોડાવવો. પણ ચીમનલાલ સાંભળે તો ને ? એક વાર તો કમળા બોલતી ને બોલતી રહી ને તેના હાથની વીંટી લઇને તે ચાલ્યો ગયો. તે દિવસે કમળા ઢગલો થઇને નીચે પડી. તે એક અક્ષર બોલી નહિ. છાનેમાને 'મા' પણ ન જાણે તેમ તેણે આંસુ સાર્યાં.

એક દિવસે ડોસી કાંઇક ખુશમિજાજમાં હતાં. તે બેઠાં બેઠાં છીંકણી તાણતાં હતાં ને કોઇની તકરાર પર હસતાં હતાં. લાગ જોઈ કમળાએ વાત કાઢી.

'મા.'

'કહી નાખને કે'તી હોય તે ? આખો દા'ડો મા.... મા કહી મારા તો કાને ફોડી નાખ્યા.'

'એ તો હું એમ કહેતી હતી મા, કે એમને ક્યાંક નોકરીનું....'

'તારે દેહઇના છોકરા પાસે નોકરી કરાવવી છે! હટ્ રાંડ તારી બુદ્ધિ આટલે જ પહોંચી. દેહઇનો છોકરો નોકરી કરશે એ દા'ડે સૂરજ આંમ ઊગશે ખબર પડી!'

કમળા તો થીજી જ ગઈ. પાછાં ડોસી બબડ્યાં.

'દેહઈના કુળને લજવે એવી આ ક્યાંથી ભરાઈ ગઈ છે! મારા શા ભોગ લાગ્યા તે આવું રોઝ વ્હોર્યું. અરરર દેહઇના ઘરમાં આવું બૈરું? તને બોલતાંયે શરમ ના આઈ....'

પછી તો ડોસી ખૂબ ઊકળ્યાં. ખરું જોતાં તેમને ઊકળવાનું કારણ બીજું હતું? એમ તો બીજાં દેસાઇ કુટુંબ ક્યાં નોકરી ન્હોતાં કરતાં? બીજા કુળવાનો પણ વેપારધંધો ક્યાં નહોતા કરતા? પણ ડોસીને પેટમાં બીજું દુ:ખતું હતું. ચાંલ્લાના પૈસા હવે વપરાઈ ગયા હતા. ચીમનલાલ જુગારમાં પૈસા ઉડાવી મારતો હતો. તેમનાથી પણ ચીમનલાલને કંઈ કહેવાય એમ નહોતું. એ કહે તોયે ચીમનલાલ સાંભળે તેવો નહોતો. નોકરી તો ન કરે તો કંઈ નહિ, પણ ખોટા ખર્ચા ન કરે તોયે ઘણું. પણ એ તો કોણ સમજાવે? એટલે ડોસી મનમાં ગુંચવાતાં હતાં કે હવે શામાંથી ખર્ચો કાઢીશું? એટલે તો તે અત્યારથી જ ચીમનલાલના કાન ભંભેરતાં હતાં.

એક વાર કમળા પેલી બીજી પર ત્રીજી આવી હતી

તેના ઘેર ખાંડવા ગઈ હતી. બંને દુખિયારાં ભેગાં થઈ દિલ હળવું કરતાં હતાં. એ બાઇનો બાપ તો મોટો વેપારી હતો એટલે એના વરને પોતાની જ દુકાનમાં રાખી દીધો હતો. એટલે પૈસાના મુદ્દા પર કાઢી મૂકવાની વાત નીકળે તેમ ન હતી. તેની સાસુ તો ઘણુંએ આકાશપાતાળ એક કરવા મથતાં, પણ હજુ કંઈ વળ્યું ન હતું. તેણે કમળાને એક સમાચાર કહ્યા અને કમળા પર વીજળી પડી હોય તેમ ચમકી ઊઠી.

'તારી સાસુ મારી ડોસીને વાત કરતાં હતાં કે અમારા ચીમનને તો બીજી કરવી છે. આ રાંડ આઈ છે ત્યાર વાતનો ચમન ખવાતો જાય છે. જુઓને એના દિલ પર લોહીનો છાંટોયે દેખાય છે? આ ચુડેલ છોકરાને ભરખી ખાય તો....'

'હેં....' કમળાથી ધીમી ચીસ પડાઈ ગઈ.

'પહેલાં તો કે' કે છોકરું થતું નથી. પછી મારી ડોસીએ કીધું કે એક વરસમાં તો ક્યાંથી થઈ જાય. પછી બીજાં કારણો શોધવા બેઠાં. એ તો કે' છે આ તો દેહઈ કટુંબને લજવે એવી છે. જ્યાં ને ત્યાં ઘરની વગોવણી કરે છે.'

કમળા સાંભળીને બેભાન થતી રહી ગઈ.

'હું કાંઈ નથી સમજતી બૂન' પેલી બાઈ કહેતી

હતી, બીજું કરવું હોય એને વાંકગનો શો શોધવાનો? પૈસા ખૂટયા હશે એટલે ડોસીની દાનત બગડી હશે. પેલીનેએ બચારીને આંમને આંમ ડાંમતી હતી. હાય હાય આ ડોસી તે પથ્થરની બનેલી છે કે શું? વહુઓ માટે તો એના રદામાં જરાએ દયાનો છાંટો નથી.'

'એ એમનું ધાર્યું જ કરવાનાં.' ડોકી હલાવી કમળા બોલી.

એ તો તેં આ બારણામાં પગ મૂક્યો ત્યારવાતનું થતું હતું કે આ વરહ દાં'ડા કાઢે તોએ ધનભાગ્ય. હજુએ કુણ જાંણે વહુઓની કેટલીએ મોટી હારમાળા કરશે.'

કમળા ફડફડતી હતી. પોતાની જાતને કોઇએ બહાર ફેંકી દીધી હોય એવી કંપારી વછૂટી ગઈ.

'પણ બૂન, આપનાર નહિ જુએ કે આ છે તેમાં શું કસર છે તે પોતાની બેનદીકરી નાખશે?'

'અરે કમળી, તું કેવી વાત કરે છે? એવો વિચાર કર્યો હોત તો મારા કે તારા બાપ આંમ આંધળિયાં કરત? અરે, લોક તો કુળ કુળ કરી મરી જાય છે, અને આવાંને તો માથા પર લઇને ફરે છે. પછી શું કરવા મોંઘા ન થાય? મને શોક્ય પર નાંખી છે તે મને કાંઈ નહિ થતું હોય? પેલીના નેહાકા લાગ્યા વના કાંઈ રહે? મેં તો વાત સાંભળી તે દા'ડેથી ના પાડી હતી કે મારે

શોકય પર નથી જવું. પણ બૂન, આપણું કુણ સાંભળે છે? લે માંનીશ? રાતમાં કોઈ કાનમાં કહી જાય છે કે તને છોકરું નહિ થાય ને વાંઝણી મરીશ.'

બોલતાં બોલતાં એ બાઇ હાંફી ગઇ. એની આંખમાં ઝળઝળિયાં તગી રહ્યાં હતાં.

કમળા કંઇ જ બોલી શકી નહિ, ભારે પગલે તે ઘેર આવી. સાસુનું મન જીતવા પહેલાં કરતાંયે વધુ હેતભાવથી બોલવા ચાલવા માંડી. ચીમનલાલની પણ ઊભા પગે સેવા કરતી. પણ દિલમાંથી ફડફડાટ મટતો ન હતો. કઈ પળે શું થશે એની બીક મનમાંથી નીકળી જ ન હતી. ડોસી કોઈની સાથે ધીમેથી કંઈ વાતો કરતાં તોએ કમળા કાન સરવા કરી સાંભળવા મથતી. જાણે તેની વિરુદ્ધ જબરજસ્ત કાવત્રુ ગોઠવાઈ રહ્યું છે એમ તેને લાગતું. કંઈ સમજાતું ન હતું કે શું થવા બેઠું છે.

તેના બાપા ચારેક મહિના ઉપર ગુજરી ગયા હતા. તે વખતે કમળા પંદરેક દિવસ પિયેર જઈ આવી હતી. તે વખતે શકરીની માએ કહ્યું હતુંઃ 'છોડી, તારા બાપ તો બચારાજી તારા લોહીની હોળી સાંભળી બળાપો કરતા કરતા મરી ગ્યા. બચારાજીને ખૂબ પસ્તાવો થતો'તો કે મીં ગ્યાં છોડીને કૂવામાં નાખી? એમને તો ચેતા પહોંચી ગ્યા'તા કે છોડીને એ ઘર નહિ સાજવા દે!' એ વાત કમળાને અત્યારે યાદ આવી.

'હેં! મને આ ઘર નહિ સાજે?' એકલી એકલી કમળા બબડી ઊઠી.

કમળા ડોસીને બોલવાની તક આપતી ન હતી, છતાં ડોસી તો કંઇ ને કંઇ વાંક શોધવા મથતાં.

'આ રોટલી કાચી કરી છે તે કુણ તારો બાપ ખાશે? આવો બગાડ મારા ઘરમાં નહિ ચાલે. લૂગડાં ધોવે છે તે કાણાં કરી દીધાં. લાવવા તો મળે નહિ ને તોડવા બેઠી છે. તારા ભઇએ હજુ સાસુપણાનો સાલ્લો તો લીધો નથી, તે આવતા ભવે લેવાનો છે? કોઇ કામમાં ગતાગમ પડે છે? કુણ જાંણે કેવાં પગલાંની આઇ છે તે કાયાં કાયાં થઇ ગયાં.'

ડોસી આટલું આટલું બોલતાં તોયે કમળા સાંભળી લેતી. આથી તો ડોસી વધારે અકળાતી. તેને તો ગમે તેમ કરીને વહુને કાઢી મુકાવવી હતી. બીજું કંઇ ન સૂઝ્યું તે વહુ પર જાત જાતનાં આળ ચઢાવવા માંડ્યાં. તેમના જેવી બીજી ડોસીઓ ભેગી થઈ છીંકણી તાણતી હતી. ડોસીએ ઉકળાટ કાઢ્યો.

'બાઇ, તમને શું વાત કરું? આ બાયડીથી તો પરભુ તોબા! હું ઘડીક ક્યાંક વાલેશરીને ત્યાં ગઇ તો બેસશે ગોળનું દડબું લઇને. પાછી છાંનીમાંની ઘીના લાંદા ખાઇ જાય એ જુદા, રાંડ ચોઇટણ છે ચોઇટણ.'

બીજાં તો કોઈ ન બોલ્યાં પણ ચંદુની માથી ન રહેવાયું તે બોલી ઊઠ્યાંઃ

'ડોસી, છાનું ઘી ગોળ ખાય છે તેમાં તમારી વહુ દા'ડે દા'ડે દુબળી પડે છે. ડોહલી તો થઇ ગઇ છે.'

'હારુ હારુ હવે,' ડોસી કરાંજીને બોલ્યાં, 'બાઇ મારી વાતમાં તમારે નાં બોલવું. તમને પૂરી ખબર નાં હોય ને શું કરવા માથું મારતાં હશો?'

'આ જમાનાની વહુઓનું તો પૂછવું જ ઓછું.' કોઇએ ટેકો આપ્યો એટલે ડોસી પાછાં ફૂગર્યાં.

'હું એ જ કહું છું. ઘરમાં ઢાકાઢોળ કરે છે. હવે ઘરમાં શું નાં હોય? કાલ ઊઠીને ભઇનાં ઘર ભરે તો આપણને શું ખબર પડે? હું તો આજ ચમનને કહી દેવાની છું. મારા મનને એમ કે કુણ ઘરમાં કજો કરે. પણ આ તો મને ગણતી જ નથી.'

'ડોસી, તમે કેશો બોલે છે.' ચંદુની બા પાછાં બોલ્યાં; 'હવે તમે હાવ હળાહળ જૂઠું બોલો છો એટલે તો કહેવું પડે છે. આ કમળી વહુ તો તમારો બોલ પડે છે ને ઊભી ને ઊભી ચઢી જાય છે. એને શું કરવા ખોટી ભાંડો છો? મારો ચંદુ ખરું કે' છે. જે ડોસીઓ વહુઓને દમશે તેમને મરતાં મરતાં કીડા પડશે કીડા!'

'બાઈ આ બધું ભાષણ તમારા ઘેર જઇને કરતાં

હોય તો? તમારે વહુનો બાપ દૂઝે છે એટલે ઠીક છે. મને શું કરવા વધારે કે'વરાવો છો. બધાં કોના વરાંણિયે લીલાં દેખાય છે તે....'

બધાં જાણતાં હતાં કે ડોસીનો સ્વભાવ ઝગડિયો છે એટલે ધીમે ધીમે વિખરાઈ ગયાં. જતાં જતાં ડોસીએ સંભળાવ્યું;

'એ તો આવી ચોઈટી વહુ મળી હોય તો ખબર પડે. બધાંને તો પેલા ગાડાં ભરી ભરીને દાંણા આલી જાય છે, ઘીના ડબા મોકલે છે એ મેંઠા લાગે છે.'

ડોસીએ છીંકણીનો એવો તો સડાકો માર્યો કે જાણે કોઇનું લોહી ચૂસતાં હોય એવો અવાજ થયો.

ઓરડામાં બેઠેલી કમળાને 'ચોઈટી' શબ્દે લાલઘુમ અંગારાની પેઠે દઝાડી. તેનું માથું તપવા લાગ્યું. ચોઈટી! એણે શું ચોર્યું હતું?

કમળાને મનમાં વિશ્વાસ હતો કે તે ચીમનલાલને તો જરૂર સમજાવી શકશે. મુઈ હુંયે હઠીલી છું ને? એમણે કહ્યું: તારા ગળાનો દોરો કાઢી આપ. આમ રોજ રોજ કંઈ ઘરેણાં વટાવી ખવાય! હું તો પાછી તેમને સમજાવવા બેઠી. જુગાર ન રમતા હોય તો? અરર મારા શા ભોગ લાગ્યા કે મેં જક્ક કરી. એ તો વાતવાતમાં આકળા થઈ જાય છે. જુગાર તો હવે તેમના લોહીમાં

વણાઈ ગયો છે. કાલના ખિજાયેલા છે અને આ સાંભળે છે તો? મને એકલા મળે તો તેમના પગે પડું. તેમને કરગરીને કહું 'હું તમારી છું. મને તરછોડશો નહિ. મેં કાંઈ ચોર્યું નથી. તમારે ઘરેણાં જોઇતાં હોય તો લઈ લેજો. એ એ તમારાં જ છે ને? મારે તમારાથી શું વધ્યું. હું તેમના પગ આંસુથી ધોઇને કહીશ કે મેં કાંઈ ચોર્યું નથી હોં; કોઇનું માનશો નહિ. એ ગમે ઇમ મારેઝૂડે તોયે દિલના સુંવાળા છે. મારું આટલું જરૂર માનશે. મારું જરૂર માનશે.'

ડોસી તો આંખો કાતરતાં હતાં. છીંકણી તાણતાં તાણતાં જાણે કોઈ કમઠાણ ગોઠવી રહ્યાં હતાં. ડોસીના મોઢાનો તોબરો તો એવો ચઢી ગયો હતો કે તેમની સામે પણ ન જોવાય. ડોસીના એ ઘૂરકતા ડોળામાંથી સંભળાતું હતું:

'મારા ચીમનને તો તું આવવા દે.'

કમળા તો રસોડામાં પેઠી. તેને મનમાં તો એમ થઈ ગયું હતું કે જરૂર ડોસી આજે નવાજૂની કરવાનાં.

—અને કર્યું પણ તેમ જ.

રાતના જમતી વખતે ચીમનલાલ આગળ ડોસીએ વાત કાઢી;

'ચમન! ભાઈ તેં મારા કાનની વાળીઓ લીધી છે?'

'નારે, મેં તો જોઇએ નથી.'

'મેં એક ચીંથરે વીંટી પટારામાં મૂકી હતી. બે દા'ડાથી ખોળું છું પણ જડતી જ નથી.'

'મારે શું કરવા તમારી ચીજને અડવી પડે.'

'હું એ એ જ કહેતી હતી. મારો ચમન લાખ રૂપિયાની ઢગલી હોય તોયે નજર નાં કરે.' પાછાં થોડી વાર રહી આંખો પટપટાવી બોલ્યાં, 'તાણે બીજું કુણ લે! વહુને પૂછું છું પણ એ યે ના પાડે છે.'

'તમારે હાથે ક્યાંય બીજે મુકાઈ હોય.....'

'નારે ભઇ, હું બધે જોઇ વળી. ઘરમાં બીજું તો કોઇ આવ્યુંએ નથી. તાણે કાંઇ વાળીઓને પગ આયા હશે?'

કમળા ખૂણામાં બેઠી બેઠી સાંભળતી હતી અને હૈયામાં ચિરાડા પડતા હતા. જેમ જેમ વાત લંબાતી જતી હતી તેમ તેમ તેનો ભય વધતો જતો હતો. પહેલાંએ એક વાર આવી રીતે ડોસીએ બનાવટ કરી મરાવરાવી હતી તે યાદ આવ્યું. કમળાને કંપારી વછૂટી ગઇ! એ ખીજાશે તો! હમણાં ઊઠશે, હમણાં ત્રાટકશે, હમણાં સોટી લેશે....અરે....માથા પર મોત ઝઝૂંબી રહ્યું હોય તેમ તેનું હૃદય ફફડી રહ્યું હતું.

થોડી વાર કોઈ બોલ્યું નહિ. મૃત્યુ પછી જેવી કારમી

શાંતિ પથરાય છે તેવી શાંતિ ઘરમાં પથરાઈ ગઈ. કમળાના હૃદયના ધબકારા, કાન હોય તો ચીમન અને ડોસી પણ સાંભળે તેટલા જોરથી વાગતા હતા. એ શાંતિને વીંધીને ડોસીનો ઠરડાયેલી ત્રાક જેવો અવાજ નીકળ્યો.

'પેટ ફાટે પછી કોને કહેવું ? વહુ કાલ એના ભઇને ઘેર જઈ હતી. ઘરમાંથી શું લઈ જાય છે, શું નથી લઈ જતી એ કાંઈ આપણે જોવા બેઠાં છીએ ?'

ચીમનલાલના હાથનો કોળિયો ઘડી ભર થંભી ગયો. કમળાનો શ્વાસ પણ ઘડી ભર અટકી ગયો.

ડોસી પાછાં પાનો ચઢાવવા માંડ્યાં.

'ભઈ, આ તો મારા મનને એમ કે ક્યાં ઘરમાં કજીઓ કરવો. એટલે હું કાંઈ બોલતી નહિ, પણ આંમ ચોરટણવેડા કરે પછી તો....'

'ત્યારે તું બોલતી શું નથી ?' ચીમન એકદમ ત્રાડક્યો. 'એ રાંડ ભિખારણ હખણી નહિ રહી હોય.'

ચીમનની આંખમાંથી તિરસ્કાર અને ક્રોધની જ્વાળાઓ નીકળવા માંડી. ઓછામાં પૂરું આજે જુગારમાં મારંમારા થઈ હતી. એના જેવા સુક્ક લકડીની દાદાગીરી શું ચાલે ? એટલે એક પહાડી શરીરવાળા હોટલવાળાએ જરા ખોખરો કર્યો હતો. એ રીસ પણ અત્યારે પ્રજળી ઊઠી. ગઈ કાલની કમળાની ગળાના હાર નહિ આપવાની

હઠ પણ યાદ આવી ગઈ. એ બધાં કારણોએ એક જબરી આગ જલાવી. તેણે ઝટપટ હાથ ધોઈ નાખ્યા અને ઊભો થઈ ગયો.

કમળાની સ્થિતિ તો ઘડી બે ઘડી પછી કસાઇની છૂરીથી મરનાર ઘેટા જેવી થઈ ગઈ. તેની આંખો ભયથી ચકળવકળ થવા લાગી. મોત આવશે, હમણાં ભરખી ખાશે, હમણાં પીસી નાખશે....એ ભય, એ ત્રાસ, એ ફડફડાટ વચ્ચે કમળા માછલાની જેમ તરફડવા લાગી. અને ક્ષણમાં તો જાણે મોતને નજરોનજર જોતી હોય તેમ ચીમનને સામે જોયો. આખા શરીર પર થઇને ગભરામણનું મોજું પસાર થઈ ગયું.

'છેવટે જાત પર ગઈ. આવો નીચ ધંધો કર્યો. એ હવે તારી વેતરણ કરું છું.'

મોંમાંથી શબ્દો નહિ અંગારા ખરતા હતા. કમળા ડોકી ઊંચી કરે તે પહેલાં તો તેના બરડામાં નેતરની સોટી ત્રમત્રમવા લાગી.

'આજ તો તને મારી નાખવાનો છું. ચોઈટણ....'

ચીમનલાલે બધી દાઝ કમળા પર કાઢવા માંડી. આટલા જોરથી તો પેલા દાદાએ લપડાકોએ મારી નહોતી. કમળાના ડિલ પર સોટીની ઝડી પડતી હતી.

'ઓ મરી ગઈ રે....ઓ બાપલિયારે....'

કમળાના મોંમાંથી મોતની કાળી ચીસ નીકળી ગઈ. પથ્થરને પણ ઓગાળી નાખે તેવી તેમાં કરુણતા હતી. કસાઇના હાથમાંથી પણ છરી પડી જાય તેવી તેમાં દીનતા હતી.

'હરામખોર, પાછી બૂમો મારે છે?'

ચીમનના હાથમાંથી સોટી તો સરી પડી, પણ પગનાં પાટુ શરૂ થયાં.

ડોસી ઊઠીને ઘરનાં કમાડ આડાં કરી આવ્યાં. પેલી ચીસના પડઘા તેમના કાનમાં સમાતા ન હતા એટલે તેમનાથીએ બોલી જવાયું.

'ચમન, રહેવા દે હવે....ક્યાંક....'

'તમારે વચ્ચે ન બોલવું. મારે ઘરમાં રોજ રોજ ટિટ્ટીઆરો નથી જોઇતો. મારે આવી ચોઈટણ નથી જોઈતી!'

એકી અવાજે ચીમન બોલી ગયો અને જમીન પર મડાની પેઠે ઢગલો થઇને પડેલી કમળાનો હાથ પકડીને અનેકવાર ઘસડી હતી તેમ ઘસડી. ઘરની ઉંદરડીની પૂંછડી પકડી નાખી દેતો હોય તેમ કમળાને ઘર બહાર નાખી દીધી.

'જો અંદર આઇ છે તો જીવથી મારી નાખીશ' કહી ધડાક લઇને કમાડ બંધ કરી બહાદુર પતિ ઘરમાં ભરાઇ ગયો!

પોતાના દેહ પર સોટી પડે છે કે પાટુ પડે છે, દેહ ઘસડાય છે કે બહાર ફેંકાય છે તેનું કમળાને કંઇ જ ભાન ન હતું. મારની કોળ વળી ત્યારે બેઠા થઈ તેણે ઘરનું બારણું ઠેલ્યું. ડોસીએ બારણું સહેજ ખોલી, મોં બહાર કાઢી કહ્યું:

'ચાલી જા રાંડ ભિખારણ, ખબરદાર જો બારણું ખખડાવ્યું છે તો.'

'પણ આ મારું ઘર મૂકી ક્યાં જાઉં? મા....મા.... હું તમારી વહુ છું.'

કરગરતી હોય તેમ, આંસુ છલકાતી આંખે કમળા વિનવતી હતી. પણ તેના શબ્દો બંધ બારણાને અફળાઇને પાછા આવ્યા અને રસ્તા પર વેરાઈ ગયા.

આ ધમાલ સાંભળી આડોશીપાડોશી બારીબારણામાંથી ડોકાઈ રહ્યાં હતાં. ચંદુની માને તો સંભળાવી દેવાનું મન થતું હતું પણ ડોસા રોકતા હતા. પેલી સામા ઘરવાળી ત્રીજી તરીકે આવી હતી તે બાઇને થતું હતું કે જઇને કમળાને ઊભી કરી ઘરમાં લઈ આવું. પણ સાસુએ આંખ કાઢી ચૂપ કરી દીધી. કોઇએ ચૂં કે ચાં ન કર્યું. 'પારકા કજિયામાં કુણ હાથ નાખે' કરી બધાં દૂર જ રહ્યાં.

કૂતરાની પેઠે બારણા આગળ પડયા રહેવાનો કંઈ

અર્થ ન હતો. તોયે કમળા બારણું પકડી માથાં પછાડવા લાગી. નજર આગળ બધું જ ભડભડ સળગી જતું હોય ને જેવી વેદના થાય તેવું કમળાને થતું હતું. દિલમાંથી ચીસો નીકળતી હતી. પેલી ઘાસલેટથી બળી જતી બાઈ જાણે ચિચિયારીઓ પાડતી કહેતી હતીઃ

'આ ઘરમાં તું સુખી નહિ થાય. મારી પેઠે રિબાઈ રિબાઇને મરીશ.' કમળા ધ્રૂજી ઊઠી. તેને યાદ આવ્યું કે મોટા ઘરમાં તો ઘરની ઉંદરડી અને બૈરી સરખાં હોય છે. તે ઊભી થઈ અને વલવલતી ભાઇને ઘેર ચાલી. જતાં જતાં પતિના ઘર સામે તેણે એક નજર કરી લીધી. એ નજરમાં અબળાની કરુણતા હતી, તેમ સ્ત્રીનો તિરસ્કાર પણ હતો. તેમાં દુખિયારીનો નિસાસો હતો તેમ ચંડિકાનો રોષ પણ હતો. તેને અત્યારે માર જેટલો નહોતો સાલતો તેના કરતાં તેના પર જે આળ ચઢાવ્યું હતું તે સાલતું હતું. જાણે એ હૃદયમાં સોંસરું ઊતરી જઈ તેને રિબાવી રહ્યું હતું. ચોઈટણ....ચોઈટણ ગાંડીની પેઠે તે પણ એક બે વાર બબડી ઊઠી. આખું શરીર ધ્રૂજી ઊઠયું.

બસ પતિનુ ઘર એ પહેલી વાર અને છેલ્લી વાર છોડયું એ છોડયું. ફરી વાર કમળા ત્યાં ગઈ નથી, જાય તેવું રહ્યું નથી.

અમદાવાદમાં રહી મિલમાં જતા તેના ભાઇને ત્યાં

શરૂશરૂમાં તે રહી. પણ શહેરનો ખર્ચો ભારે પડે એટલે તે ગામડે ગઈ. પણ ગામડે તો તેનો મોટો ભાઈ ખાવા ધાતો હતો. ભાભી પણ હૈયામાં ઊકળતું તેલ રેડતી હોય તેમ સંભળાવા લાગી. તેના ભાઇએ તો કહી દીધુંઃ

'કાળમુખી! અહીં શું કરવા આવી છે? તારે લીધે તો અમે ભીખ માગતા થયા. હવે શું બાકી રહી ગયું છે તે લેવા આવી છે?'

ભાભી પણ ભવાં ચઢાવી ફૂંફાડા મારતી હોય તેમ કહેવા લાગીઃ

'તમારામાં વેતા નહિ હોય તાણે જ સાસરે નહિ ખંટાયાં હોય ને? સીધી ચાલે ચાલો તો કોઈ નાંમ નાં દે.'

આ સાંભળીને તો કમળા ઊભીને ઊભી ડધાઇ જ ગઈ. તેની જીભ જ થીજી ગઈ. આગળ સાંભળી શકવાની શક્તિ ન હતી. એકદમ ઓરડામાં જઈને ઢગલો થઇને પડી. ત્યાં ધ્રૂસકે ધ્રૂસકે રડી.

હવે ક્યાં જવું? શું કરવું? મોટા હાઉની પેઠે આ સવાલો તેની આગળ ખડા થયા. તેના જેવી અનેક દુખિયારીઓએ કર્યું હતું તેમ કૂવોહવાડો કરવાનું મન થઈ ગયું. હવે જીવતરમાં રહ્યુંએ શું હતું? પતિ સંઘરતો ન હતો. ભાઈ રાખવાની ઘસીને ના પાડે છે. દુનિયામાં સ્ત્રી માટે પગ મૂકવા જેટલી બીજે ધરતીએ

ક્યાં છે? મરી જવું? હં....કૂવો પૂરવો? ના, ના, બાપ અને ભાઇને કાળી ટીલી લાગી જાય. પછી એમને દુનિયામાં જીવવા વારોએ ન રહે.

—અને કમળા મનને મજબૂત કરી પાછી અમદાવાદ આવી. નાનો ભાઇ સુંવાળો હતો. તે બહેનનું દુઃખ સમજી ગયો. તેણે ઘરમાં કહી દીધું, 'આપણે ન રાખીએ તો એ બીજે ક્યાં જાય? એનો કટકો રોટલો કાંઈ ભારે પડશે?' ભાભી ગણગણાટ તો કરતી હતી પણ તેને કમળાએ કહ્યું:

'ભાભી! એક ખૂણામાં પડી રહીશ. આખાએ ઘરનું કામ કરીશ. તમને જરાએ ભારે નહિ પડું. હું તમારા પગે પડું છું.'

કમળાની ઓશિયાળી આંખમાંથી દેખાતાં ઝળઝળિયાં જોઈ ભાભી કંઈ બોલી શકી નહિ.

કમળા ઘરમાં રાંધવાનું, વાસણ માંજવાનું, કપડાં ધોવાનું અને બીજું પરચૂરણ કામ કરે છે. ઉપરાંત બપોરના વખત કાઢી રેશમની આંટીઓ કાઢે છે. કોઈક વાર કાગળ વાળવાનું કામ મળે તો તે પણ કરી લે છે. એવા કામમાંથી રોજના દસેક પૈસા મળે છે.

એકાદ મહિનો થયો હશે અને કમળાએ સાંભળ્યું કે ચીમનલાલે નવું ઐરું કર્યું. એ પછી તો રહીસહી પણ

જે આશા હતી તે બળીને ખાક થઈ ગઈ. તેના પગ જ ભાગી ગયા. જુવાની કરમાવા લાગી. રહ્યા માત્ર ઢસરડા!

અમે તેમના ભાઈની પાડોશમાં જ રહેતાં હતાં. કમળા-બહેનને ક્યારેક ક્યારેક સવિતા પાસે આવતાં હતાં. બીજાં બૈરાંના કજિયા, કંકાસ અને નિંદાથી તે દૂર જ રહેતાં. કામથી થાક્યાં હોય કે પરવાર્યાં હોય તો જરાક વિસામો કરવા અમારા મેડા પર દોડ્યાં આવતાં.

શરૂઆતમાં તો તેમણે મનને ખૂબ જ મજબૂત કર્યું. દિલના આગળા એવા તો જડી દીધા કે હૈયાવરાળ જરીકે બહાર ન નીકળી. પણ માણસને દિલ હળવું કર્યા વગર કંઈ ચાલે છે? એકની એક વાત મનમાં ગુંગળાયા કરતી હતી. દિલનું દુઃખ એકલીને દમતું હતું. હૈયાઉકળાટ મનને જલાવી દેતો હતો. ન સહેવાય એવી અકળામણ થતી હતી. અને એક દિવસ તેમનાથી તેમની હૈયાવરાળ નીકળી ગઇ.

વાતવાતમાં તેમણે કહ્યું:

'સવિતાબૂન, મારા મનમાં એક ઓરતો રહી જાય છે. હું એમને એક વાર ખાનગીમાં મળી હોત તો જરૂર તે મારું માંનત. એ આમ મારકણા છે પણ પાછા રદાના પોચા છે. જો વેળ હાલે તો માનેએ સુણાઈ દે કે તારે વચ્ચે ના બોલવું; પણ એ દા'ડો જ મારો વાંકો બીજું શું?'

કમળાબહેનની આંખો ભીની થઈ ગઇ હતી. તે તો કહે જતાં હતાં: 'બૂન મારેઝૂડે તોયે માથે ધણી ક્યાંથી? એના વરાંણિયે તો ઊજળાં છીએ. પણ મારું તો ફૂટી ગયું. મારા બાપે બચારાજીએ દેવું કરી પૈણાઇ. મારા ભાઇઓ દેવાના ભારમાં દબાઈ ગયા છે તે કાંઈ કે'વાની વાત નથી. અરરર! હું તે કેવા આકરા નસીબની તે બધાં કાયાં કાયાં થઈ ગયાં. બધાં કે'છે ઇમ પથરો જલમી હોત તોએ.....

કમળાબહેનનો અવાજ ફાટી ગયો. તેમના મોં પર હૈયું ખડું થઇ ગયું. આંખો લૂછી તે પાછાં બોલ્યાં.

'સવિતાબૂન, મને કોઈનીએ ઇરખા થતી નથી. પણ મારેએ તમારા જેવું હોત તો....ભરજુવાનીમાં મારે તો ઝૂરવાનું ને? મ્હેણાંટાંણાં સાંભળવા કરતાં તો મરી જવું સારું. પણ શું કરીએ બૂન. ભોગવવાનું લખાઇ લાયાં છીએ તે. આંના કરતાં તો બાપે અવલકુંવારી રાખી હોત તોએ સારું. આ તો છતી ચૂડીઓ પહેરીને ખૂણામાં બેસવાનું ને.'

સવિતા શું બોલે? કમળાના હૈયાની આહ સાંભળી તે મનમાં સમસમી રહી હતી. કમળાબહેન તેના ખભા પર મોં રાખી બોલ્યાં:

'બૂન, આંના કરતાં તો રંડાપો સારો. આતો નથી ખમાતું.'

એ દિવસે કમળાએ હૃદય વહેતું મૂકી દીધું. પાણીનો બંધ તૂટી જતાં જેમ પાણી રેલાય છે, તેમ તેનાં આંસુ રેલાતાં હતાં.

મારી પત્નીના મોંએ આ વાત સાંભળી હું થીજી જ ગયો. કમળાબહેનની આ દશા? આવું ઓશિયાળું જીવતર? અને....અને....એમને આમ જ આયખું પૂરું કરવાનું?

મને મનમાં કંઇનું કંઈ થતું હતું. કમળાબહેન માટે કંઇક કરવાનું મન હતું. મેં તેમને મારે ઘેર બોલાવ્યાં. કમળાબહેનનું ગરીબડું મોં મને ઢીલો બનાવી મૂકતું હતું. તેમની આંખમાંથી નિતરતી કરુણા વાતાવરણને પણ કરુણ બનાવતી હતી. તેમના મોં પર જામી ગયેલું ઓશિયાળાપણું દિલ ઓગાળી નાખે તેવું હતું.

તેમની સાથે આડીઅવળી વાત કરી મેં ધીમેથી પૂછ્યું:

'કમળાબહેન! આપણે ખાધાખોરાકીનો કેસ કરીએ તો?'

કમળાબેન થોડીવાર ચૂપ રહ્યાં. પછી મહામહેનતે ડોકી ઊંચી કરી બોલ્યાં:

'એ મા દીકરો બૈરાંનાં લોહી પી પીને પેટ ભરે છે, ત્યાં મને શું આપવાનાં હતાં?'

'ન કેમ આપે?'

'આપે તોયે મારે એના પૈસાથી મારા હાથ નથી બગાડવા.'

'કાયદેસર એને આપવા પડશે. એ કંઇ દયાદાન નથી કરતો.' મેં જરા ગરમ થઇને કહ્યું.

કમળાબહેન જમીન ખોતરવા માંડયાં. નીચેને નીચે મોં ઢાળી ભારે અવાજે તે બોલ્યાં:

'કાયદો પૈસા અપાવશે પણ કંઇ પતિ અપાવી શકશે? કે જેની છાયામાં આયખું પૂરું કરું? પૈસા લઇને શું કરું?'

તેમનો અવાજ રુંધાતો હતો.

આંખમાં ધસી આવતાં આંસુને ખાળવા કમળાબહેને બધી જ શક્તિ હોડમાં મૂકી હતી. છતાં ગાંડીતૂર નદીની પેઠે તેમની આંખમાંથી જોશભેર સ્ત્રીની વેદના વહેવા માંડી.

મારી અને સવિતાની આંખો ભીની થઈ. જાણે આખું ઘર રડતું હતું.

હું મારા મનને પૂછું છું. કમળાબહેનને પતિ મળે એવો કાયદો છે? તે નથી વિધવા કે ફરી લગ્ન કરી શકે. નથી રહ્યાં એવાં સધવા કે ઘરસંસાર ચલાવી શકે. તો તે છે શું? એક તજાયેલી સ્ત્રી. છતા ધણીએ વિધવા કરતાંએ આકરું દુઃખ સહન કરતી દુખિયારી. પોતે ઇચ્છે તોએ ફરી લગ્ન ન કરી શકે તેવી અનાથ. તો તેમને જીવનભર આમ જ ઝૂરવાનું? આ રૂપ, આ જુવાની, આ ભાવ બધાએ બળીને ખાક કરી દેવાના? કાયદો કંઇ જ મદદ ન કરી શકે?

આવા આવા સવાલો મનમાં વરસાદ પછી જમીન-માંથી અંકુરો ફૂટે તેમ કમળાબહેનનાં આંસુ પછી ફૂટવા લાગ્યાં. પણ કંઇ જ જવાબ ન હતો. જવાબ હતો તે યે નિરાશાજનક. કમળાબહેને ઊભાને ઊભા સળગી જવાનું. તેમનાથી આગળની વહુ જેમ ઘાસલેટ છાંટી સળગી ગઈ તેમ એમને વગર ઘાસલેટે, ધીમે ધીમે, રિબાઇ રિબાઇને બળી જવાનું. ખાક થઇ જવાનું.

મેં તેમને સવિતા પાસે ભણાવવાની ગોઠવણ કરી છે. એકાદ વર્ષમાં ફાઇનલ થઈ જશે એમ તેમના કટાયા વિનાના આગલા ભણતર પરથી લાગે છે. પછી લાગવગ કરી તેમને મહેતી પણ બનાવી શકાશે. પણ....પણ એમાં કોયડાનો ઉકેલ નથી. કદાચ પૈસા અપાવી શકીશ પણ પતિ તો નહિ જ ને. જેની છાયામાં કમળાબહેન જીવનને રળિયામણું બનાવી શકે. ભર્યું ભર્યું જીવતર, આ એળે જતી જુવાની માણી શકે. મા થઇ હૈયાનું અમૃત પાઇ દેવના દીધેલને પ્રેમથી નવરાવી શકે. આવું તો તે કંઇ જ નહિ કરી શકે ને?

હજુયે કમળાબહેન જીવે છે. આશા, હૈયું, કોડ અને જીવતર બધું એ બળીને ખાક થઈ જઇ, બાકી રહેલી રાખની ઢગલી જેવાં જીવી રહ્યાં છે.



# ભણેલી ડાકણ

એક સવારના છાપું વાંચતો હતો. આંખમાંયે ન સમાય એવા મોટા અક્ષરે એક ખૂણામાં કંઇક છાપ્યું હતું. એ વાંચીને હું ચોંકી જ ઊઠ્યો. પવનમાં હિલોળા લેતા ઊભા મોલ ઉપર હિમ પડે અને જેવું થાય તેવું મને થયું. હું એ સમાચાર સામે જોઈ જ રહ્યો. ધીમે ધીમે અક્ષરો ભુસાતા ગયા. એક પરિચિત મોં ખડું થયું. 'તમે....તમે માલતિ બહેન! છેવટે આવું કર્યું? ના, ના, તમે નહિ હોં. કોઈ ભળતું નામ હશે. તમે આવું કરી શકશો જ નહિ.' મારા મનમાં ગડમથલ થવા લાગી. ત્યાં તો પાછળથી મારા ખભા પર હાથ મૂકી કોઇ બોલ્યું.

'વાંચ્યું ને ? જુઓ આ તમારી માલતિબહેને ધોળ્યું.' મેં પાછળ વળીને જોયું તો મારી બાજુમાં રહેતા એક ભાઇ ઊભા ઊભા હસતા હતા. તે પણ મારી પેઠે માલતિ બહેનને સારી પેઠે પિછાનતા હતા. હું કંઇ બોલું તે પહેલાં તેમણે આગળ ચલાવ્યું.

'હું નહોતો કે'તો કે આ ભણેલાં બૈરાં જ ઊંધું વાળવા બેઠાં છે. પેલી બાઇનો મનખો બગાડતાં જરાએ વિચાર કર્યો?'

'આ એ જ માલતિબહેન છે ?'

હજુ મને સમાચારની કોળ વળી ન હતી, એટલે ધીમેથી પૂછ્યું.

'એ જ, એ જ તમારી માલતિબહેન. મોટી મોટી વાતો કરતાં હતાં તે! કહેતાં હતાં ને કે સમાજ સામે આખડશે; સ્ત્રીઓ માટે લડત કરશે. આ તો જબરી લડત કરી હોં!'

એ ભાઈ મારી સામે બેઠા. એમણે ભણેલા સામે ઘણો ઘણો બળાપો કાઢ્યો. તેમના જેવા બીજાએ અત્યારે એ જ વાતો કરતા હશે ને ?

'બીજું તો કંઇ કહેતો નથી માસ્તર,' તે ભાઈ જતાં જતાં બોલ્યા; 'પણ આ તમારી ભણેલી બાઇઓ આવું કરે છે એટલે અમારા જેવા કોઈ ભણાવવાનો વિચાર

કરતા હશે એયે માંડી વાળશે. ભણેલીગણેલી બાઇને આવું કરતાં શરમે ન આવી ?'

હું તેમને કંઇ જ જવાબ આપી શક્યો નહિ. તેમની સામે મૂઢની જેમ જોઇ જ રહ્યો. તેમણે પાછા આમતેમ જોઇ ધીમેથી મારા કાનમાં કહ્યું:

'પાછા એના ગોટાળા જાણ્યા ! ચારપાંચ મહિના પછી તો એ છોકરાની મા થશે.'

હૃદયમાં સોંસરું ઊતરી જાય તેવું હસતાહસતા તે ચાલ્યા ગયા. માલતિબહેન સામે આખો સમાજ આ રીતે હસતો સંભળાયો.

હસે જ ને ? કેમ ન હસે ? ન હસે એ જ નવાઈ ! માલતિબહેને હસે એવું જ કર્યું હતું ને ? તેમના જેવાં બી.એ. સુધી ભણેલાંગણેલાં બાઇ એક ઉપર બીજી તરીકે જાય પછી કેમ દુનિયા ન હસે ? મારાથી એક ઊંડો નિસાસો નંખાઈ ગયો. હું છાપું વાંચી શક્યો નહિ. મને એ દિવસો યાદ આવ્યા કે જ્યારે અમે કૉલેજમાં સાથે ભણતાં હતાં.

માલતિબહેન અમારી કૉલેજમાં આગળ પડતાં ભણનાર કહેવાતાં. તેમના વિચારો નવી દુનિયાના હતા. સમાજમાં સ્ત્રીઓને ખૂબ દુઃખ પડે છે તે, તેમને સાલતું. સ્ત્રી પણ માણસ છે. તેને પણ પુરુષ જેટલા જ જીવવાના

હક્ક હોવા જોઇએ તેમ તે માનતાં હતાં. દરેક બાબતમાં સ્ત્રીઓને અન્યાય થાય છે. લગનમાં પણ માબાપ ગાયની પેઠે જ્યાં મોકલે ત્યાં જવું પડે છે. ધણીને પસંદ ન પડે તો વળી બીજી પણ કરી દે. બાઈ માણસને તો કપાળમાં પડ્યું તે નભાવવાનું. ધણી કહે તેમ કરવાનું. મારે તોયે સહન કરવાનું. પાછું બૈરું મરી જાય તો ભાયડો તો મસાણમાં જ બીજું બૈરું કરી દે, પણ બાઇ માણસને તો માથાના વાળ કઢાવીને ખૂણો સંભાળવાનો. ધણી કાઢી મૂકે તોએ કંઇ ન બોલાય. આમ ડગલે ને પગલે થતું સ્ત્રીનું અપમાન માલતિબહેનને આંખમાં કણી પડી હોય ને જેવી સાલે તેવું સાલતું. તે બાબતમાં તેમના વિચારો ખૂબ કડક હતા. તે ભાષણ કરતાં અને ધગધગતા શબ્દો વેરાતા. સ્ત્રીઓની દીનતાની વાત કરતાં અને આંખમાંથી આંસુ વહેવડાવતાં. પથ્થર જેવા કાળજાંના આદમીઓની વાત કાઢતાં અને આંખમાં ક્રોધની જ્વાળાઓ ફૂટતી. આ જોઇ અમને બધાને મનમાં એમ થતું, માલતિબહેન જરૂર 'કંઇક' કરશે. આવી બહેનો હોય તો જરૂર નવી દુનિયા ઊભી કરે. માલતિબહેન અમારી આશા હતાં. કૉલેજમાં તેમનું ખૂબ જ માન હતું. તેમની આગળ વાંદરા જેવા છોકરા પણ અદબ વાળીને જ વાત કરતા. તેમનું તેજ બધાને ડારતું હતું. અમારે માટે તો કૉલેજની શોભા હતાં. સ્ત્રીઓના હક્ક માટે લડનાર બંડ-

ખોર બાઈ હતાં. જૂની દુનિયાને જલાવી દેનાર સતત સળગતાં બળવાખોર હતાં. દુખિયારી બહેનોનાં ભેરુ હતાં.

મને એવું ને એવું સાંભરે છે. જાણે ગઈકાલની વાત હોય એવું. કૉલેજમાં અમે વાદવિવાદ ગોઠવ્યો હતો. વિવાદનો સવાલ હતો. સ્ત્રી ઘરમાં કે બહાર? સૌથી પહેલાં એક ભાઇ બોલવા ઊઠ્યા. તેમણે કહેલું સ્ત્રીઓએ ઘરમાં જ રહેવું જોઇએ. ઘરમાં તેમને માટે ઘણું કામ કરવાનું હોય છે. કમાવા, નોકરી કરવા, પુરુષની પેઠે કામ કરવા તેણે ન નીકળવું જોઇએ. એમ કરવા જતાં બાવાના બેએ બગડે એવું થાય. ન તો સ્ત્રી ઘરની રહે, ન તો બહારની. સ્ત્રીએ સ્ત્રી જ રહેવું જોઇએ. પુરુષની હરીફાઈ કરવા જતાં તે સાચી સ્ત્રી નહિ રહી શકે. અને ઘરમાં ક્યાં ઓછાં કામ છે કે બહાર જવું પડે? માતા થઈ તેનાં બાળકોને સાચા મરદ બનાવે, સાચા નાગરિક બનાવે, સાચા માણસ બનાવે, એવી કેળવણી આપે તોએ ઘણું. નવો સંસાર રચવો હશે તો નવા વિચારવાળા, નવા ખમીરવાળા, નવલોહિયા નવજવાનોની જરૂર રહેવાની. એવા નવજુવાનો સાચી સ્ત્રીઓની કૂખે જ પેદા થશે. સ્ત્રી ઘરવાળી થઇને રહે તેમાં જ તેનો વિકાસ રહેલો છે.

આ સાંભળી સળગી જતાં હોય તેમ માલતિબહેન એકદમ ઊભાં થઈ ગયાં. તે લાલચોળ થઇ ગયાં હતાં.

સ્રીઓનું જાણે મોટામાં મોટું અપમાન થઈ ગયું હોય તેમ ફૂંફાડા મારતાં બોલવા લાગ્યાં:

'જુઓ, પુરુષો સ્રીઓને ગુલામ જ રાખવા માગે છે. હજુએ તેમને ઘરમાં જ ગોંધી રાખવી છે. તેમને બીક છે કે સ્રીઓ જો બહાર નીકળશે તો તેમનો કોઈ ભાવ નહિ પૂછે. પણ હવે ભાયડાઓ ગમે તેમ કરશે, તોએ સ્રીઓ ઘરમાં પુરાઇ રહેવાની નથી. તેઓ બતાવી આપશે કે તેમનામાં મરદ કરતાંએ વધારે આવડત છે. તેઓ પણ કમાઈ શકે છે. તેઓ પણ નોકરી કરી શકે છે. તેઓ પણ ગમે તે કામ કરી શકે છે. હવે સ્રીઓ પાછી પડવાની નથી. હવે તો સ્રીઓ નવી દુનિયા વસાવશે ત્યારે જ ઝંપશે.'

તેમને સ્રીઓ માટે એટલું બધું લાગી આવ્યું કે મૂળ પ્રશ્ન બાજુમાં મૂકી તેમણે તો દીધે રાખ્યું.

'હું જાણું છું કે પુરુષો સ્રીઓને પૂતળીની પેઠે શણગારી ઘરમાં જ પૂરી રાખવા માગે છે. પાછા કેટલાક તો એક પૂતળીથી ધરાતા નથી તે બીજી લઈ આવે છે. તેમને મન સ્રીનો કોઈ હિસાબ નથી. પણ હવે સ્રી પરાધીન નહિ રહે. એક ઉપર બીજી કરનારાઓને હવે ખબર પડી જવાની છે. પુરુષો સમજી જાય કે સ્રીઓ હવે બળવો કરશે. કાયદો નહિ થાય તો તે લડશે પણ તાબે નહિ થાય. પુરુષોની જોહુકમી હવે એક દિવસ પણ નહિ ચાલે.'

પ્રમુખ તરીકે અમારી કૉલેજના વિદ્વાન પ્રોફેસર બેઠા હતા. માલતિબહેનનો જુસ્સો જોઈ તે મનમાં હસી રહ્યા હતા. મૂળ સવાલથી ક્યાંયનાં ક્યાંય દોડયાં જતાં હતાં એટલે માલતિબહેનને અટકાવવા ઘંટડી મારતા હતા. પણ માલતિબહેન એટલે પંજાબમેલ ! એ તો ગાંડીતૂર નદીની પેઠે દોડે જતાં હતાં.

પ્રોફેસર ઠરેલ અને વિચારક હતા. એ માપી માપીને બોલવાવાળા હતા. તેમણે ઠાવકી રીતે કહેલું:

'સ્ત્રીઓને પણ પૂરતા હક્ક મળે, વિકાસની સરખી તક મળે એમ હું માનનારો છું, પણ સંસારમાં સ્ત્રીઓ અને પુરુષો લડે તે તો મને નથી ગમતું. દુનિયા તો લડાઈથી સળગી રહી છે ત્યાં ઘરમાં ક્યાં અંગારા વરસાવવા? પછી આપણે રહીશું જ ક્યાં? લડીલડીને સંસાર ખારો દવ ન કરી મૂકતાં, દુનિયાને રહેવા જેવી તો રહેવા દેજો.'

એ પછી તો માલતિબહેનને આખી કૉલેજ ઓળખતી થઇ ગઇ. મારે ને તેમને પણ ઓળખાણ થયું. તેમની 'કંઇક' કરવાની ધગશ મને ગમતી હતી. તેમના વિચારોથી ભરોસો પડતો હતો કે જરૂર માલતિબહેન કંઈક કરશે.

—અને 'કંઇક' કરી કરીને આવું કર્યું? એક ઉપર બીજી તરીકે ગયાં! પોતે જ પૂતળી બની ગયાં!

આવડી વિશાળ દુનિયામાં બીજું કોઇ ઘર ન મળ્યું તે પેલી બાઇનો ભવ બગાડવા ત્યાં ગયાં? મને કંઈ જ સમજાતું ન હતું. ઘડીભર તો મન જ માનતું ન હતું કે માલતિબહેન આવું કરે. મેં મનમાં નક્કી કર્યું કે મારે તેમને રૂબરૂ મળવું.

પણ તે તો તેમના પતિ સાથે સહેલગાહ કરવા ક્યાંક ચાલ્યાં ગયાં હતાં. કદાચ દુનિયાનાં મહેણાંટાણાંથી ડરીને નાસી ગયાં હશે. તપાસ કરતાં માલૂમ પડયું કે માલતિબહેને એક મિલનો મેનેજર પસંદ કર્યો હતો. મિલમાં જ બંગલો હતો. મોટર હતી. નોકરચાકર હતા. મઝાનો બગીચો હતો. આને મોહીને માલતિબહેને મેનેજરને પસંદ કર્યો હશે? આગલી બાઇને બે છોકરા અને બે છોડીઓ હતી. તે બહુ કહ્યાગરી અને શાણી હતી. ગુજરાતી જ ભણેલી હતી અને રહેણીકરણીમાં સાદી હતી. મેનેજર સાહેબને એવી શાને ગમે? એમાંએ માલતિબહેન જેવી આંધળિયાં કરનારી ભણેલીગણેલી છોકરીઓ મળે પછી કોને પૂછવા રહે? આ કિસ્સામાં તો મને મેનેજર કરતાં માલતિબહેન ઉપર જ રોષ ચઢતો હતો. મેનેજર તો પેલા દિવસે ભાષણમાં કહેતા હતા તેમ એક પૂતળીથી ન ધરાયો તે બીજી પૂતળી લાવનારમાંનો હતો. પણ માલતિબહેનને શું કહેવું? તેઓ તો આટલા દિવસ 'કંઈક'

કરવાની મોટી મોટી વાતો કરતાં હતાં તે બધા ચાળા? બંડ કરવાની વાત કરતાં હતાં તે બધા ગામગપાટા? સ્ત્રીઓના હક્ક માટે લડતાં લડતાં એક સ્ત્રીના જ હક્ક છીનવી લીધા? માલતિબહેન માટે દયા નહિ, ધિક્કાર વછૂટે છે. રહેમ નહિ, તિરસ્કાર આવે છે. એમણે એવું પગલું ભર્યું છે કે કોઈ તેમને માફ નહિ કરી શકે.

એક દિવસ મેં સાંભળ્યું કે માલતિબહેન સહેલગાહ કરીને આવી ગયાં છે. હું તેમને મળવા ગયો. મેનેજરનાં આગલાં પત્ની તો બિચારાં આ અણધાર્યો હુમલો થયેલો જોઇ હેબતાઇ જ ગયેલાં. તે તો તેમનાં બાળકોને લઇ તેમને પિયેર ચાલી ગયેલાં. અહીં રહીને પણ હવે તો તેમને દેખીને દાઝવાનું જ ને!

માલતિબહેન દીવાનખાનામાં મને મળવા આવ્યાં. ઊડીને આંખને બાઝે એવા રંગની રેશમી સાડી પહેરી હતી. કાને લોળિયાં લળક લળક થઈ રહ્યાં હતાં. ગળે કિંમતી હાર પહેરેલો હતો. હાથે હીરાની વીંટી ઝગારા મારતી હતી. માલતિબહેન સોને મઢ્યાં હતાં. મેનેજરનાં લાડકાં વહુ પછી તેમને શણગારવામાં કંઇ બાકી રાખે? તે મારી સામેના સોફા પર આવીને બેઠાં. મને અત્યારે માલતિબહેન તે કહેતાં હતાં તેવી 'પૂતળી' જ દેખાયાં.

'કેમ મઝામાંને?' મેં જ શરૂઆત કરી.

'હા' માલતિબહેન મહામહેનતે હસવાનો ડોળ કરતાં હતાં.

'તમને આ શું સૂઝ્યું ?'

'તમેએ આમ કહેશો ? મારી આખી વાત સાંભળશો તો તમને તો જરૂર એમ લાગશે કે મેં બરાબર કર્યું છે.'

'મને તો કદીએ એમ લાગવાનું નથી.'

'આ છાપાંવાળા ડીંમડીંમ કરે છે, તેનાથી તમે દોરવાઇ ગયા છો. એમને તો બીજું કંઇ લખવાનું મળે તો બીજું લખે ને ? હાલતેચાલતે એની એ વાત ચૂંથે જાય છે.'

'એમાં ખોટુંએ શું છે ? હું તો કહું છું કે આનો તો જ્યાંને ત્યાં વિરોધ કરવો જોઇએ.'

માલતિબહેન બનાવટી હસવા માંડ્યાં. જોકે તેમના હસવાથી મને તો અગન લાગતી હતી.

'એક વાર મારી વાત તો સાંભળો ! મારે અને વસંતને પ્રેમ થઇ ગયો હતો. પછી શું થાય ?'

'એટલે ?'

'એટલે વળી પરણી ગયાં. પ્રેમ કેવી ચીજ છે તે તો તમે સમજી શકશો. એક ઘડી પણ અમે જુદાં રહી શકતાં ન હતાં. પ્રેમ આગળ માણસનું બધું જ બળ હરાઇ જાય છે. મારું પણ એમ જ થયું.'

'હું એ માનતો નથી.' ઠંડા પેટે મેં કહ્યું.' 'અને કદાચ તમે કહો છો, તેમ સાચે જ પ્રેમ થયો હોય તો એ લગ્ન કરવાની તો જરૂર હતી જ નહિ. પ્રેમ થયો હોય તો પરણવું જ પડે એવું કંઇ નથી. અને આવી રીતે કોઇનો ભવ બગાડીને તો નહિ જ.'

'તમે મારી વાત સમજ્યા નહિ.'

'હું બરાબર સમજ્યો છું. તમને જે કંઇ થયું છે, તે પ્રેમ નહિ પણ મોહ છે. તમે મેનેજરની મોટરને મોહી ગયાં છો. તમે તેના વાડીબંગલાને મોહી ગયાં છો. અને અત્યારે એ મોહનો બચાવ કરવા નીકળ્યાં છો.'

'હું ન્હોતી ધારતી કે તમે પણ આમ બોલશો. મારા મિત્ર થઇ આવું સંભળાવો છો?'

'હા, તમારો મિત્ર છું માટે જ કહેવાની હિંમત કરું છું. મને આગળ ન બોલાવો તો સારું. મને કહેતાં પણ શરમ આવે છે.'

માલતિબહેનની નજર તેમના દેહ પર પડી. એક કંપારી વછૂટી ગઇ. પાછાં મનને મજબૂત કરી બોલ્યાં. બોલવામાં તો કે દા'ડે પાછાં પડયાં હતાં?

'દુનિયા ગમે તે કહે, મને કોઇની પરવા નથી. મેં જે કંઇ કર્યું છે તે બરાબર કર્યું છે.'

'હા, હા, તમે જે કંઇ કર્યું છે તે બરાબર કર્યું છે. એક બાઇનો મનખો બગાડયો તે બરાબર કર્યું છે. તેનું જીવતર ધૂળ કર્યું તે પણ બરાબર કર્યું છે. તમે ભણેલાં થઇ સમાજમાં સારો દાખલો બેસાડ્યો તે પણ બરાબર કર્યું છે.'

'તમે ગમે તેમ કહો, મને કંઇ જ અસર થવાની નથી.'

'એ તો હું જાણું જ છું. પણ હું તો મોઢેમોઢ સંભળાવવા આવ્યો છું તો સંભળાવીને જઇશ. તમે આ પગલું ભરી મોટામાં મોટું પાપ કર્યું છે. એ બાઇના ગરમ લ્હાય નિસાસાથી તમારું સુખ બળીને ખાક થઇ જશે. એક સ્ત્રીનું જીવન બગાડયું છે તેનો ઓરતો તમને મરતાં સુધી સતાવશે. તમને નિરાંતે ઊંઘ નહિ આવે. ઊંઘમાં પણ તમે એ બાઇની ચિચિયારીઓ સાંભળશો. જીવનભર તમે રડશો ને ઝૂરતાં ઝૂરતાં મરી જશો.'

'બસ એટલું જ....' માલતિબહેન એવી રીતે હસવા લાગ્યાં કે મારા કાળજામાં તેનો પડઘો પડયો. મસાણમાંથી કોઈ હસતું હોય એવું કારમું હસતાં હતાં. એટલામાં ચા આવી. 'લ્યો ચા તો પીવો. બોલતાં બોલતાં થાકી ગયા હશો.'

આ નફ્ટને શું કહેવું ? હું એકદમ ઊભો થઈ ગયો. 'મારે તમારા ઘરનું કંઈ ન ખપે.' કહી હું દાદરો ઊતરી ગયો. ઉપર ઝરૂખામાંથી માલતિબહેન કહેતાં હતાં.

'સુધારક! આવજો. કોઈક કોઈક દા'ડે તમારું ભાષણ સંભળાવજો!'

હું ઊભોને ઊભો સળગી જતો હતો. મને ઘડીભર તો થઈ ગયું કે જઈને એનું ગળું જ દાબી દઉં. અવળી ઘાણીએ તેલ કાઢીએ તોએ દાઝ ન હોલાય. ડાકણની પેઠે હસતી હસતી તે અંદર ચાલી ગઈ.

આવી ભણેલી ડાકણનું શું કરવું? રાજીખુશીથી બીજી તરીકે જનાર ભણેલીગણેલીને શું કહેવું? પોતાના જેવી બાઈનો પણ વિચાર ન કરનાર નફ્ટને એમ હસવા જ દેવી? આનો કોઈ ઉપાય જ નથી?

મેં એ પછી એ ભણેલી ડાકણને જોઈ નથી. જોવી પણ નથી. એને ભૂલી ગયો છું. પણ એના હાસ્યને અને એની નફ્ટાઈને હજુ ભૂલ્યો નથી.



## જીવતાં મડાં

ધનસુખલાલના ઘરમાં બે દિવસથી કોઈ ખાતું નથી. ઘરમાં નાનાંમોટાં બધાંએ ચોધાર આંસુએ રડે છે. તેમના

બંગલા પર કાલિમા છવાઈ ગઈ છે. જાણે વીજળી પડી. દેહને ઓગાળી નાખતી સુમતિ હૈયાફાટ રડે છે. જે કોઈ તેની પાસે જાય છે તેને જાણે હમણાં શરીરમાંથી આગ પ્રકટાવી જલાવી દેશે એમ ત્રાટકે છે. રડી રડીને મોં લાલચોળ બની ગયું છે. આંખો ફૂલીને ભંમરોલા જેવી બની ગઈ છે. બસ રડીરડીને જીવ કાઢવા માગતી હોય તેમ માથું પછાડતી તે રડે છે.

દીકરીને આમ ધમપછાડા કરતી જોઈ માનું કાળજું કઢાઇમાં તળાતા ભજિયાની જેમ ફફડી હાલે છે. તેમની આંખોમાંથી શ્રાવણભાદરવો વરસે છે. પિતા ધનસુખલાલની આંખો જ સુકાતી નથી. મનને મજબૂત કરી તે હીંચકા પર બેસી રહ્યા છે. પણ હીંચકાની પેઠે તેમનું દિલ પણ ઝૂલ્યા કરે છે. એકનો એક જુવાનજોધ છોકરો ફાટી પડે એમ ઘરમાં થઈ ગયું હતું.

ઘરમાં કોઈ મરી ગયું હતું ? સુમતિ વિધવા બની હતી? ના ભાઈ ના. એમાંનું કંઈ થયું ન હતું. આતો સુમતિએ જ માંકણ મંડાવી હતી. બ્રાહ્મણ બાપની પહેલા ખોળાની દીકરી થઇને કહે છેઃ મારે તો પાટીદાર સુમન જોડે પરણવું છે ? હાય....હાય ! તો તો દુનિયા રસાતળ જાય. શેષનાગ પછી આ પાપનો ભાર કેમ ઉપાડી શકે ? બ્રાહ્મણની છોડી પાટીદાર વેરે ? શો કળજગ આયો છે! સુમતિનાં

માબાપ દીકરીની આ હઠથી ફફડી મરતાં હતાં. કોઈએ કહ્યું હોત કે કૉલેજથી આવતાં તમારી સુમતિ મોટર નીચે છુંદાઈને મરી ગઈ, તોએ કદાચ આટલું ન લાગત. આ તો વટલાવાની વાત કરે છે! બ્રાહ્મણ, તે યે નાગર બ્રાહ્મણની દીકરી પાટીદાર સાથે? છી....છી....એના કરતાં તો ઘરનાં બધાંએ અફીણ ઘોળીને પી જાય એ બહેતર છે.

સુમતિને એની મા ઘણુંએ સમજાવતી હતી પણ તે મચક આપતી ન હતી. તે તો તેનો કક્કો જ પકડી રહી હતી; 'પરણીશ તો સુમનને જ નહિ તો જિંદગીભર કુંવારી મરીશ.'

'છોડી, તું આવું બોલે છે ને મારા હૈયામાં કડકડતું તેલ રેડાય છે. બહેન! કાંક નાતજાતનો, ઘરબહારનો તો વિચાર કર. શું કરવા કુટુંબ બોળવા બેઠી છે.' ભીની પાંપણે મા કહેતી હતી.

'હું તમને કેટલીવાર કહું? હું નાતજાતમાં માનતી નથી. તમે મરીને તૂટી જશો તો એ હું તો મારું ધાર્યું કરીશ.'

'દીકરી! તારા બાપના મોભાનો તો વિચાર કર. એ બિચારા તને કંઈ કહી શકતા નથી અને મનમાં ને મનમાં જળી જાય છે. બેટા, શું કરવા માબાપની આંતેડી કકળાવે છે.'

ગાય વાછરડીને જીભથી ચાટે તેમ મા દીકરીને હાથથી

ચાટતાં હતાં, તેમની આંખમાંથી દડદડતાં આંસુ દીકરીને ભીંજવી રહ્યાં હતાં.

'મા!' સુમતિ છલકાતાં આંસુના પડદામાંથી જોતી બોલી; 'હું કાંઇ નહિ સમજતી હોઉં. પણ આ મારા હાથની વાત નથી. અરેરે....તને શું કહું? મારું દિલ આ છાતી ચીરીને ત્યાં ને ત્યાં દોડયું જાય છે. મને શી ખબર કે આમ થશે?'

બારે મેહ વરસતા હોય તેમ સુમતિ ધ્રૂસકેને ધ્રૂસકે રડી પડી. આંસુના પૂરથી ઓસીકું ખદખદી ઊઠયું હતું. પછડાટીઓ ખાતી દીકરીને જોઈ માને ઘડીભર તો થઈ ગયું હમણાં એનો જીવ પણ આમને આમ નીકળી જશે.

દીકરીને પંપાળી થોડી વાર પછી મા પણ વલવલતા હૈયે નીચે ઊતર્યાં. ધનસુખલાલ હીંચકા પર બેસી રહ્યા હતા. જાણે કાળી રાત એનો મેશવાળો હાથ છાને છપને મોં પર ફેરવી ગઈ હોય તેમ એક રાતમાં તો તે કાળા મેશ બની ગયા હતા. તેમની જીભ જ થીજી ગઇ હતી. કંઇ બોલવાનું સૂઝતું ન હતું. તે બોલેએ શું? માત્ર વચ્ચે વચ્ચે છોકરાં ન જુએ એમ આંખો લૂછી નાખતા હતા.

ધનસુખલાલ જેવો મોટા મોભાવાળો માણસ રડવું હોય તોયે રડીએ કેમ શકે? દિલ પર તો કરવતી ચાલતી હોય તેમ ચિરાયે જતું હતું. હૈયું તો હીબકાં લેતું

હતું. પણ કાળજાને વજ્જરનું કરી તે હીંચકા પર બેસી રહ્યા હતા. ખાધાને પીધા વગર.

સુમતિની મા નીચે આવી એટલે તેમની સામે જોયું. પણ તેમની રૂદન ભરપૂર આંખો જોઇ ધનસુખલાલે તેમની આંખો નીચે ઢાળી દીધી. તેમની ડોકી ડગમગી ઊઠી. હોઠ જરા ફફડ્યા.

'પ્રભુ ! પ્રભુ !! છેવટે આ દા'ડો આયો ?'

પોતે નાતના આગેવાન. પાછા પૈસેટકે સુખી ઘરના. કંઇક હોય તો પૂછવા જોગ. પાંચ સારા માણસોમાંએ નંબર પડે. એવા ધનસુખલાલની દીકરી પાટીદાર જોડે પરણે ? ધિક્કાર છે આ મનખાદેહને. નાગરની છોડી કુળ બોળવા બેઠી. નાગરની નાતમાં તે શું નખ્ખોદ નીકળી ગયું છે તે હેઠ ત્યાં પહોંચી ? મારા લોહીમાં જ વિકાર થયો ? મારા પંડની દીકરી મારા દેખતાં પાટીદારને પરણશે ? ધૂળ પડી આ જીવતરમાં. ગિરધારી, નોધારાના આધાર, એ પહેલાં તો તું મને તારી પાસે લઇ લેજે.

આમને આમ મનમાં વંટોળિયાની પેઠે વિચારો ઘૂમ્યા કરે છે.

ધનસુખલાલને કેમ ન લાગે ? સુમતિને લાડકોડ કરાવવામાં કંઇ બાકી રાખ્યાં હતાં ? પહેલા ખોળાનું એ

સંતાન, એમાંએ સુખી ઘર પછી શું બાકી રહે? ઓછામાં પૂરું સુમતિ આઠ વર્ષની થઇ ત્યાં સુધી તેની માને સારો દા'ડો જોવા મળ્યો ન હતો. એટલે તો તે ઘરમાં ખૂબ મોંઘી બની ગઇ હતી. નોકરચાકર હાજરાહજૂર રહેતા. બેનબાને નીચે પગ જ ન મૂકવા દે ને! પાણી માગે ત્યાં દૂધ મળે એવું સુખ હતું. પછી પ્રભુએ ત્રણ ભાઇઓ આપ્યા તોયે ધનસુખલાલે સુમતિને એટલા જ પ્રેમથી રાખી હતી. ભણાવવા માસ્તર આવતો. નિશાળે મોટર મૂકવા જતી. રજાઓમાં ક્યાંક હવા ખાવા ઊપડી જતાં. એ બધુંએ ધનસુખલાલને એ હીંચકા પર બેઠાં બેઠાં યાદ આવતું હતું. જાણે એક પછી એક પડ ઊઘડતાં હતાં.

સુમતિ મેટ્રિક પાસ થઈ ત્યારે તો ધનસુખલાલે સત્યનારાયણની કથા કહેવડાવેલી. એ દિવસે સગા સંબંધીઓને ખાસ તેડાવ્યા હતા. મોટો અવસર હોય એમ ધામધૂમ કરી હતી. સુમતિથી મારે શું વધ્યું! બાપનું દિલ એ વખતે બોલતું હતું.

પોતે જૂના વિચારના હતા છતાં સુમતિને કૉલેજમાં મોકલી. ન્હાયાધોયા સિવાય ઘરની ચીજને પણ ન અડનાર ધનસુખલાલ સુમતિને કંઈ કહેતા નહિ. કૉલેજમાં ઢેડ પણ ભણે છે, મુસલમાન અને ખ્રિસ્તી પણ

ભણે છે એમ જાણ્યા છતાં તે સુમતિની આડે આવ્યા ન હતા. માત્ર તે કોઇને ન્હાયાધોયા વિના તેમના ઠાકોરજી આગળ આવવા દેતા નહિ એટલું જ. નવા જમાનાનાં છોકરાંને ક્યાં ઠાકોરજીની પડી છે!

આવી રીતે દીકરીને પાળી તેનો આ બદલો! નાગણની પેઠે મને જ ડસવા નીકળી. સુમતિ....સુમતિ મારી દીકરી થઈ તું આમ બોલે છે? મારું લોહી આવું ઊંધમાંએ બોલે ખરું?

બેટા! તને જોઈ મને પોરસ ચઢતો. મારી છાતી ગજગજ ઊછળતી. મારી દીકરી! મારી દીકરી! કહેવામાં તો મારી જીભે થાકતી નહિ. નાતમાં આવું એક તો રતન બતાવો એમ હું બધાને કહેતો? તારો હાથ ઝાલવાની આશામાંને આશામાં નાતના છોકરા હજુએ રઝળે છે. બેટા! હું કંઇ એમ મારા હીરાને ગમે તેને ગળે બાંધી દઉં? દીકરા! તારો ભવ અજવાળે એવો છોકરો તો હું શોધી રહ્યો છું. જમિયતરામ જેવા ઘણાની જીભના કૂચા થઈ ગયા. પણ હું એમ ક્યાં ગાંજ્યો જાઉં એમ છું? એ તો કહે છે ને: 'હવે આ નથી ગમતો, તે નથી ગમતો કરો છો તો સારો ક્યાંથી શોધી લાવશો? નાગરી નાતના આ રાજાના કુંવર જેવા મુરતિયા તમને શું ખોટા પડે છે?' એ બચારાંને ક્યાં ખબર છે કે એ

બધી તો કાંણી ચાઈણીઓ છે! મારી સુમતિનું તેજ ઝીલે એવી એકેની શિકલ તો બતાવો.

એમ તો બેટા! બે ચાર સારા સારા છોકરા મેં ક્યાં નહોતા દેખાડ્યા? એક તો વિલાયત જઈ આવેલો હતો. એક તો પ્રોફેસર હતો. તોએ તેં તો ડોકી હલાવી હતી. હું જાણું ને બેટા કે એ મગતરાંથી તારું તેજ શેં જીરવાય? એ બધાં તો પતંગિયાં, તારા રૂપના તેજમાં જ બળીને ખાક થઈ જાય. તારે માટે તો અંધારામાં અજવાળું કરે તેવું તેજ જોઇએ. તેજને તો તેજ ઓળખે ને?

દીકરા એટલા માટે તો મેં તારી મા સાથે કહેવરાવ્યું હતું ને કે ભલે મારી બેટી એના વરને પસંદ કરે. તારી આગળ પંદર નામ તો મૂક્યાં હતાં. વિચાર કરીશ, વિચાર કરીશ, કરીને તું વાતને ઉડાવતી હતી. તે બધું આટલા માટે? બેટા! કોઈને નહિ ને આ તારા બાપને તેં છેતર્યો? દીકરા મારી, બે આંખોનીએ તને શરમ ન અડી?

અને હવે! જરા તો વિચાર કર? આ ચાંદવી નાગરી નાત મને હખે જીવવા દેશે? કાગડો જેમ લોહી-માંસ કોચી ખાય છે તેમ મને કોચી ખાશે. મને એમ ને એમ મરવાયે નહિ દે. રિબાવી રિબાવીને મારશે. જમિયતરામો ભેગા થઈ મારો હેકારિયો બોલાવશે! એ વખતે બેટા! તું તારા બાપને જોઈ રહીશ? એ બધાંનાં મહેણાંટાણાં સાંભળી

માથું પટકીશ, એ વખતે દીકરા તારાથી જોયું જશે? ગીધડાં-ની પેઠે એ બધાં મને રહેંસી નાખશે એ વખતે મારી, તારી માની, આ ઘરની શી દશા થશે? બેટા, મારી દીકરી! તું જરા તો પાછું વળીને જો. આ તારો બાપ તને કરગરે છે. જે કોઇની આગળ નમ્યો નથી, તે એની દીકરીને કાકલૂદી કરે છે. બેટા, મને નીચું ન જોવરાવ. આ તારા બાપનું મોત ન બગાડ. બેટા....બેટા સુમતિ જરા વિચાર કર....'

ધનસુખલાલે ઘણાએ પ્રયત્ન કર્યા, તોએ તેમનાથી 'બેટા....બેટા સુમતિ જરા વિચાર કર' એમ ઉતાવળેથી બોલાઈ ગયું. પોતે ફસકાઈ પડ્યા. આખો દેહ કોઈ જૂનું મકાન એકાએક બેસી જાય તેમ બેસી ગયો. હીંચકા પરથી ગબડતાં ગબડતાં રહી ગયા. સુમતિની મા દોડતાં આવ્યાં અને હાથનો ટેકો દઈ ખાટલામાં સુવાડ્યા. મોતને નજરોનજર જોતા હોય એમ તેમની આંખો ચકળવકળ થવા લાગી. મોં પર ગભરામણ ઉપસી આવી. સુમતિની મા બેઠાં બેઠાં પવન નાખવા લાગ્યાં. તે પણ ગભરાઈ ગયાં હતાં. ગળામાં ડૂમો ભરાઈ ગયો હોય તેમ તેમનાથી કંઈ બોલાતું ન હતું. આ ડોસી ડોસાને જોઇને તો આખો બંગલો નાના છોકરાની પેઠે હીબકે ને હીબકે રડવા લાગ્યો.

તે વખતે ઉપર, સુમતિ તેના ઓરડામાં વલેપાત

કરતી હતી. રડીને તેની આંખો હમણાં જ થાકી હતી. તેના હૈયે જેટલાં હતાં એટલાં આંસુ ઉલેચી દીધાં હતાં. તે બેઠી બેઠી સુમનનો વિચાર કરતી હતી.

શા માટે તે પ્રેમમાં પડી? શા માટે તેની સાથે હેત-પ્રીત બાંધી? એનો હેડો ન લગાડયો હોત તો? પણ એ ઓછી સુમતિના હાથની વાત હતી. દિલને તે કોઈ વશ કરી શકયું છે કે સુમતિ કરી શકે? એને તો પેલો છલંગો મારતો વાંકડિયા વાળવાળો છેલછબીલો પહેલા દિવસથી જ ગમી ગયો હતો. શા માટે તે તો એને એ ખબર ન હતી. ગમી ગયો હતો એટલું ઓછું છે! એની આંખો કેવી ચમકતી હતી? તેનું કપાળ કેવું તગતગતું હતું? ઝભ્ભો ને ધોતિયું પહેરતો તોએ કેવો દીપી નીકળતો હતો. તે ચાલતો હોય તોએ જોઈ રહેવાનું મન થાય. તે વર્ગમાં બેઠો હોય તોએ જાણે જુદી ભાત પાડે. સુમતિ એનામાં એવું કંઈક ભાળી ગઈ હતી કે બસ જોયા જ કરીએ. જોયા કરીએ તોએ આંખો ન ધરાય. જેમ જેમ જોઈએ તેમ તેમ વધુને વધુ જોવાનું મન થાય. એવો સુમન સુમતિના અણબોલ્યા હૈયામાં વસી ગયો.

તો સુમતિ કયાં કમ હતી? ફાટુંફાટું થતી તેની જુવાની કેટલાએ છોકરાને ગાંડા બનાવી મૂકતી હતી. એનો મધમધાટ ભલભલાનું ધ્યાન ખેંચતો. એના રૂપની

છટા જ ઓર હતી. આંખો ફાડીને જાણે કીકીમાં જ સંતાડી દઇએ. એકવાર જોઈ હોય તોએ ન ભુલાય. જાણે યાદ કરવામાંયે મજા આવે. એવી એ રૂપસુંદરી હતી. એનાં પગલાં પડે ને ફૂલડાં હસી પડે. એ બોલે અને સાંભળવા તારાઓ કાન હણહણાવે. રાતની રાણી જેમ છૂપી ન રહે તેમ સુમતિની રૂપસુગંધ છૂપી રહી શકતી ન હતી.

કેટલાંક રૂપ જ એવાં હોય છે કે જોઇને આંખ ઠરે. અંદરનો જીવડો બોલી ઊઠેઃ ના ના હજી છે, અલકાપુરીની રૂપસુંદરીઓ છે ખરી. દુનિયાએ સાવ નખ્ખોદ કાઢયું નથી. એ રૂપ એવું હોય છે કે પાસે જનારા દાઝવા જ માંડે. કોઇક જ એનું તેજ ઝીલી શકે. સુમતિની બાબતમાં પણ એમ જ થયું. તેની નાંતના છોકરા તેની પાછળ પાછળ ભમતા. તેની સાથે વાત કરવા તલપાપડ થતા. સુમતિ તેમની સામે જુએ, તોએ ખુશખુશાલ થઈ જતા. કોઈ મોઢાચો હિંમત કરી વાત કરવા જતો તો છોભીલો બની પાછો વળતો. ફરી કોઈ વાર સુમતિનું નામ દઈ શકતો નહિ. તો પછી એની મશ્કરી તો શું કરે? એની છટા જ ન્યારી હતી!

સુમતિ જે રસ્તે થઇને કોલેજમાં આવતી તે જ રસ્તે સુમન પણ આવતો. એકમેકને જતાં આવતાં જોતાં પણ

કોઈ કોઇને બોલાવી શકતું નહિ. જીભ શેં ઊપડે? આંખો તો ચોરીછૂપીથી હૈયાની વાત કહી આવતી હતી. એક-વાર તો બંને જણાં સાથે જ નીકળ્યાં! સંગાથ કરવા ઊભાં રહ્યાં હતાં? ઊભા રહી જવાયું હતું? ગમે તેમ પણ સંગાથ થઈ ગયો. બોલી એ જવાયું. બંને જણાં હસતાં હસતાં કહેવા માંડયાં.

'મને તો કયારનું એ બોલાવાનું મન થતું હતું પણ જીભ જ ન ઊપડે.'

'મનેયે એમ થતું હતુ.'

પછી તો કોલેજમાં રોજ મળે. રોજ વાતો કરે. હસે હસાવે અને કિલ્લોલ કરે. પાછાં સાથે ભણતાં એટલે એક-બીજાની ચોપડીઓ લઈ જાય, આપી જાય. બપોરના કોલેજના બગીચાના એક ઝાડ નીચે રોજ બેસે. એ જ જગ્યા. એ જ છાયા. રોજ એ જ ટાઇમે બેસે. એ વખતે એમની વાતો ઉપર ઝાડ ઉપરનાં ચકલાં કાન માંડી રહેતાં. અને ચાળા પાડતાં હોય તેમ તે ઊઠતાં એટલે ચેં....ચેં કરી કાન ભરી દેતાં.

બરાબર ત્રણેક વર્ષ સુધી તો એ ઝાડે એમને છાયા નીચે બેસાડ્યાં હતાં. એ ચકલાંએ કોઈ દિવસ તેમને વાતો કરતાં થાકયાં જોયાં નથી. એમનેયે થતું: આ શું રોજ એની એ વાતો કરતાં હશે? અમારા તો સાંભળી સાંભ-

ળીને કાને ફૂટી ગયા તોએ એ થાકતાં નથી. કેવું રૂપાળું હસે છે. કેવી રૂપાળી આંખો ચમકે છે. બેએ કેવાં રૂપાળાં દેખાય છે. કોઈ દા'ડો એકાદ ન આયું હોય તો પાછું ખમાતું નથી. પેલા દા'ડે પેલી નહોતી આઈ, એમાં ભાઈ-સા'બ કેવા લાલપીળા થઈ ગયા'તા. એમાં અમારી સામે શું કરવા આંખો કાઢતા હશે? અને બાઈસા'બ પણ કાંઈ કમ નથી. પેલો ન દેખાયો એમાં બચારાં વેણીનાં ફૂલને જ મસળી નાખ્યાં. એમનો તો મિજાજ જ ઓર છે; બસ ચોપડીઓ જ પછાડવા માંડે છે.'

'કે'વું પડશે કે માણસ જાત જ ઇરખાળી. એ દા'ડે એ બે જણાં કિલકિલાટ કરતાં હતાં તે પેલા ઘાંચીના બળદ-ની પેઠે દાબડા ઘાલી ફરનારથી જોયું ન ગયું તે રોયા-એ ખૂંખારો કર્યો. પણ આ બાઇએ ભવાં ચઢાવી એવી તો લાલચોળ આંખ કાઢી કે બળદિયો ઊભા પગે દોડયો આજની ઘડી ને કાલનો દા'ડો. હજીએ બેટમજી દેખાયા નથી. આ બે મઝા કરે એમાં એમના બાપનું શું જાય છે?'

'પ્રભુએ કેવું રૂપાળું જોડું ભેગું કર્યું છે? આ જોડું સાજે તો તો....ઘડીભર તો દેવતાએ જોવા ઊતરે. સૂરજ-દેવ તો છાનેમાને ઝાડમાંથી જોયા વિના રહી શકતા નથી. જુએ તો ખરા જ ને! આવાં જોડાં ક્યાં જોવા મળે છે? આ તો જોઈને એ: આંખ ઠરે!'

સુમતિ અને સુમનની એકધારી મિત્રતાએ આખી કૉલેજનું ધ્યાન ખેંચ્યું છે. શરૂશરૂમાં તો કેટલાક ટીખળ કરતા, કોઈ પાછળ ખૂંખારો ખાતા પણ હવે ચૂપ થઈ ગયા છે. ટોળટપ્પા કરનારાનાં મોં સિવાઈ ગયાં છે. કૉલેજમાં આ જોડીને 'મતિમન' નામથી બધા ઓળખે છે. બે સાથે ચાલે છે ત્યારે કેટલીએ આંખો જોઈ રહે છે. કોઈ મલપતું વહાણ ચાલ્યું જતું હોય એમ બંને ચાલ્યાં જાય છે. બધાનાં દિલમાં થતુંઃ કોની તાકાત છે કે આમને જુદાં કરે. એમનાં તો મન જ ભેગાં વણાઈ ગયાં છે. આતો મતિ અને મન એક થઈ ગયાં છે.

સોળેકળાએ ચંદ્ર ખીલે એવી સુમતિની જુવાની ખીલી છે. માબાપને પરણાવાની ચિંતા પેઠી છે. સુમતિને નાતનો એકે છોકરો નજરમાં આવતો નથી. બાપુજી જુદાં જુદાં નામો લાવે છે. સુમતિ કંઈ સાંભળતી જ નથી. તેનું દિલ સુમન સિવાય બીજા કોઈને જોઈ શકતું નથી. તેનું લોહી પણ સુમન સુમનની જ બૂમો પાડે છે.

સુમનને પણ એવું હતું. તેના બાપા કાપડના વેપારી હતા. પહોંચતું ઘર હતું. પાછો સુમન જેવો ભણેલોગણેલો છોકરો. પછી શું બાકી રહે? કેટલાએ લોકો ઉંબરો ઘસી નાખતા હતા. કોઈ શરમ લગાડતા હતા. કોઈ દરદાગીના અને પૈઠણની વાતો કરતા હતા. ગમે તેમ કરી એમની દીકરી આ ઘરમાં નાખવા માટે મથતા હતા. સુમનના

બાપા કાળિદાસ કેટલાને ના પાડે? ભણેલી છોકરીઓનાં પણ માગાં આવતાં હતાં. સારા સારા ઘરની કન્યાઓની વાતો આવી હતી. હવે તો કાળિદાસ કેટલી ધીરજ રાખે! કેટલાને ના પાડે! સુમનને વાત કરે છે ને છોકરો કાને જ ધરતો નથી. શું ઉતાવળ છે, શું ઉતાવળ છે....કરી વાત ઉડાવી દે છે. પણ કંઈ બાપનો જીવ ઝાલ્યો રહે? એમાંએ ઊંચા કૂળની ભણેલીગણેલી કન્યા મળે, પછી કોણ મોં ધોવા જાય? તેમણે સુમનની ના ના છતાં રૂપિયો લઈ લીધો. વેવિશાળ નક્કી કરી દીધું.

પણ સુમને તો એ કન્યાને જોવાની દરકાર પણ કરી ન હતી. તે તો સુમતિ સિવાય બીજા કોઈને જોવા જ માગતો ન હતો. તેની બા તો તેના કાને વાત નાખ્યા જ કરતાં.

'પુષ્પા તો રૂપરૂપનો કટકો છે. મારી આગળ તો બચારી કેવી હરે ફરે. કેવું માપસર બોલવું, કેવું વિવેક પ્રમાણે ચાલવું. ભાઈ! આપણા ઘર પ્રમાણે બારહોત મળ્યું છે. હું તો એને જોઉં છું ને પોર પોર લોહી ચઢે છે. ઘર અજવાળે એવી દીવડી આપણને મળી ગઈ.'

પણ સુમન તો આ સાંભળતો સાંભળતો બીજી જ મૂર્તિને આંખ આગળ ખડી કરે છે. સુમતિ જ સાચી દીવડી લાગતી હતી. ગમે તેવાં ઝાપટાં આવે તોએ ન હોલવાય એવી.

એ જ ઝાડ નીચે, એ જ સમયે બંને જણાં એકમેકના ઘરની વાતો કાઢી ખૂબ હસતાં. એક વાર તો સુમને ગંભીર બનીને વાત કાઢી:

'સુમતિ! તારા બાપુજી નહિ માને તો?'

'મારા બાપુજી ના પાડે જ નહિ? શા માટે ના પાડે? તમે કંઈ ખોટા છો?'

'ગમે તેવો તોએ પાટીદાર ને?'

'તે એમાં શું થઈ ગયું. બાપુજી કાંઈ એવા નાતનું પૂછડું પકડી બેસી રહે તેવા નથી.'

'તો તું કેમ વાત કરતી નથી?'

'રોજ એમ થાય છે, આજ વાત કરું, આજ તો નક્કી કહી દઉં, પણ બોલાતું જ નથી.'

'એમ કેટલા દિવસ ચાલશે? જ્યારે ત્યારે તો કહેવું પડશે જ ને?'

'આજ તો નક્કી કહીશ. હું તો ચોખ્ખી વાત કરવાની કે હું તો સુમનને જ પરણીશ.'

'ધાર કે ના પાડી તો?'

'ના પાડે જ નહિ ને! મારે માટે એમને કેટલો પ્રેમ છે ખબર છે? મારા બાપુજી ના પાડે જ નહિ.'

'તને ખબર નથી સુમતિ.' લાચારીભર્યું હસીને

સુમને કહ્યું: 'તારા બાપુજી બધી જ છૂટ આપશે પણ આ નહિ આપે. તને નાતમાંથી ગમતો છોકરો પરણવા દેશે પણ નાત બહાર તો નહિ જ જવા દે. એમની નસોમાં નાગરનું લોહી વહે છે. તું હજુ ભોળી છે. નાગર ટૂંપાઈને મરી જશે પણ એના વેલાને બીજી નાતના ઝાડે નહિ ચઢવા દે.'

'મારા બાપુજીને તમે ઓળખતા નથી.' નાની બાળકી જેવું હસી સુમતિ બોલી. 'મને ગમે એવું તે બધું જ કરવા દેશે. તમને એ ક્યાં નથી ઓળખતા. કોઈ દા'ડો મને એમ કહ્યું નથી કે સુમતિ તારે સુમન સાથે ન બોલવું.'

'સુમતિ તું નાની કીકલી જેવી વાત કરે છે. સાથે બોલવું અને સાથે જીવવું એમાં તો ફેર છે ને? તું જોજે બાપુજી આ વાત નહિ સાંખી શકે. હું એ યાદ કરું છું ને મને તો કંપારી વછૂટે છે.'

'શું?'

'મારી સુમતિ મને નહિ પરણી શકે એ! બીજા કોઈ કારણસર નહિ પણ હું પાટીદાર છું માટે. જે દિવસે બાપુજી આ વાત જાણશે, તે દિવસથી આપણને મળવા પણ નહિ દે.'

'હેં?'

'હા, હું સાચું કહું છું.'

થોડીવાર બંને જણાં ચૂપ જ થઇ ગયાં. વર્ગ શરૂ થવાનો ઘંટ વાગી ગયો, તોએ બેમાંથી કોઈ ઊઠયું નહિ. ઉપર ચકલાં કલબલ કરી મૂકતાં હતાં.

'મેં તો નક્કી કરી દીધું છે' થોડીવાર રહી સુમન બોલ્યો, 'કે પરણીશ તો તને જ નહિ તો જિંદગીભર કુંવારો રહીશ.'

'ત્યારે તને એમ લાગે છે કે તને મૂકી હું બીજાને પરણીશ?' સુમતિ જ્યારે ખૂબ લાગણીવશ બનતી, ત્યારે સુમનને 'તમે' નહિ 'તું' કહેતી.

'હું એમ માનતો જ નથી. કદાચ....'

'કહેને? કેમ અટકી ગયો.'

'કદાચ તારો છૂટકો નહિ થાય. તું છોકરો હોત તો બાપુજી ચિંતા ન કરત. છોકરીને કેમ કુંવારી રખાય?'

'તો હું ગમે તેની હારે પરણી જાઉં એમ? એ કદી નહિ બને. તું મારા મનથી તો મારો પતિ થઈ ચૂકયો છે. હું બીજો પતિ કરું?' સુમતિ ખિજાઈ ગઈ હતી. તેની આંખમાં મક્કમતાનાં તેજ ચમકતાં હતાં.

'હું તને ઓળખું છું સુમતિ! સો સ્ત્રીઓની માટી-માંથી તને એક ઘડી છે. તું ધારે તે કરી શકે એવી છે! તું દુનિયાનીએ પરવા કરે એવી નથી. પણ....પણ તું તારા બાપુજીના લોહી ઉપર થઈ નહિ ચાલી શકે.'

'સુમન તું આ શું બોલે છે?' સુમતિની આંખો ફાટી જતી હતી. તેના શરીર પર પસીનો થતો હતો.

'સુમતિ! મારે તને પહેલેથી કહેવું જોઇતું હતું પણ તું લેવાઈ જઇશ એ બીકે નહોતો કહી શકતો. આપણી આંખ આગળના દાખલા તો જો. કંચન અને વિભાકર, ભૂપેન્દ્ર અને પદ્મા બધાંએ આપણી માફક જ પરણવાની વાતો કરતાં હતાં ને! કોઈ પરણી શક્યું?'

'કંચન ઢીલી પડી નહિ તો પરણત જ ને? ભૂપેન્દ્ર દગો દઇને નાસી ગયો, નહિ તો પદ્મા તો તૈયાર જ હતી. આપણા બેમાં....

'આપણા મનથી આપણે મક્કમ માનતાં હોઇએ પણ ખરી તક વખતે ઊભું નથી રહેવાતું ને? નાતજાત-નાં બંધન તૂટવાં કંઈ સહેલાં છે? કંચન માબાપનો વિચાર કરવા રહી અને રખડી પડી. હું તો એનેએ દોષ નથી દેતો.'

'તું વાત કરે છે ને સુમન મને ફફડાટ થાય છે. હેં....બાપુજી ના પાડે તો?' સુમતિને ઉપરાછાપરી બેત્રણ કંપારીઓ વછૂટી ગઈ.

'કંઈ નહિ સુમતિ, ચિંતામાં ને ચિંતામાં તું ક્યાંક અટવાઇ જઇશ. એ દિવસ આવે જોયું જશે.'

'હવે તો એવી બીક લાગે છે કે મારાથી બાપુજીને વાતે નહિ કરાય. બાપુજી ના પાડે.... મળવાનીએ ના પાડે, કૉલેજમાં ન આવવા દે, ઓ....હવે શું થશે?'

સુમતિએ આંખ પર બે હાથ દાબી દીધા. તેનું હૈયું ધડકતું હતું. સુમન પણ એ યાદ કરતો હતો ને દિલ વલોવાઈ જતું હતું. પણ તે મનને મજબૂત રાખતો હતો.

એ વખતે ઝાડે પાંદડાં ખેરવ્યાં. ચકલાંથી સુમતિનું મોં ઉપરથી ન દેખાયું તે ચેં ચેં....કરતાં નીચે આવ્યાં. કૂદમકૂદા કરતાં ગાભરી બની ગયેલી સુમતિને જોઈ રહ્યાં. સુમનને થતું હતું, પોતે સુમતિનું મોં ઊંચું કરી એની આંખો લૂછી નાખે. પણ તેણે હાથને મહામહેનતે રોકી રાખ્યા. તેનાથી સુમતિ રડે એ જોયું જતું ન હતું. પાછા બીજા જુએ તો નકામો વાતોનો વિષય મળી જાય, એટલે સુમને ધીમે રહી કહ્યું:

'સુમતિ! ચાલ ઊઠ. આપણે ઘેર જઈએ. આમ ઢીલી શું થાય છે? મને હિંમત આપતી હતી ને તું જ વહેંકાઈ ગઈ?'

સુમતિ આંખો કોરી કરી ઊભી થઈ. તે રડી? શા માટે રડી? કોઇથી ન ડરનારે શા માટે ડરવું? રડવા માટે તેણે પોતાની જાતને ઠપકો આપ્યો.

બંને જણાં સાથે ચાલતાં હતાં. રોજ એ રસ્તે મોં બંધ થતાં ન હતાં તે અત્યારે હરફ પણ બોલતાં ન હતાં.

નીચે મોં રાખી બેએ ચાલ્યાં જતાં હતાં. વચ્ચે વચ્ચે એક-બીજા સામે જોઈ લેતાં હતાં એટલું જ. સુમનને જુદા પડવાનો રસ્તો આવ્યો, ત્યાં બંનેના પગ થંભી ગયા. સુમન નીચે જ નજર રાખી બોલ્યો:

'સુમતિ! બાપુજી પાસે વાત કાઢે તો વિચાર કરીને જવાબ આપજે. તું એટલું યાદ રાખજે કે સુમન તારો જ છે. ગમે તે દશામાં હું તારે પડખે રહીશ. હિંમત રાખજે. જે તે મને જણાવજે.'

સુમને આંખ ઊંચી કરી. સુમતિની આંખમાં આંખ પરોવી. ખદખદતી હાંલ્લીની ઢાંકણી જેમ ઊંચીનીચી થાય તેમ સુમતિના હોઠ ઊંચાનીચા થયા. તેમાં સુમનને એટલું જ સંભળાયું.

'હાં....'

હમણાં કડડભૂસ કરતી સુમતિ નીચે પડશે. હમણાં તે ઢગલો થઈ જશે. જમીન જાણે સરકતી જાય છે. આમ સુમતિને થઈ ગયું. કેમ આમ થતું હતું, તેની કાંઈ ખબર પડી નહિ. સુમના શબ્દોએ તેને પાછી ટટાર કરી.

'સુમતિ જા. આજ સુધી જેવું તેજ બતાવ્યું છે તેવું બતાવજે. મારી સુમતિ કદીએ ઢીલી થઈ નથી અને ઢીલી થશે નહિ. આમાં કઈ મોટી વાત છે તે આમ લેવાઈ ગઈ છે?'

સુમતિનું તેજ જાગી ઊઠ્યું. તે છાતી કાઢી ઊભી રહી. મરક મરક હસીને બોલી:

'આવજો. ફિર મિલેંગે....'

હાથ ઊંચો કરી એ ચાલતી થઈ. સુમતિ દેખાઈ ત્યાં સુધી સુમને ઊભા ઊભા જોયા જ કરી.

'સુમતિ ઢીલી પડશે તો....' તેનાથી એક ઊંડો નિસાસો મુકાઈ ગયો.

સુમતિ ઘેર ગઈ ત્યારે ધનસુખલાલ હિંચકા પર બેઠા બેઠા કોઇનો કાગળ વાંચતા હતા. તેમનાં ભવાં ચઢી ગયાં હતાં. નાક ફૂલી ગયાં હતાં. તે પરથી સુમતિને લાગ્યું કે જરૂર કંઈક ગંભીર હશે. એટલે કૉલેજમાંથી આવતાં 'કેમ છો બાપુજી.... ' કહ્યા વગર ઉપર ન ચડનાર આજે પાછળ જોયા વગર ખટાક ખટાક કરતી પોતાના ઓરડામાં ચાલી ગઈ. કપડાં બદલી ખુરશીમાં બેઠી. આજે તેની ચોપડીઓ કોઈએ ફેંદી નાખી હોય એમ લાગ્યું. સુમનનું નામ લખેલું હતું એ નોટ એમને એમ ઉઘાડી જ પડી હતી. કદાચ ચિત્રો જોવાની લાલચે તેના નાના ભાઈએ ફેંદી નાખ્યું હશે એમ માની સુમતિએ ચોપડીઓ ગોઠવવા માંડી. મનમાંથી પેલી વાત ખસતી ન હતી.

'આજે તો બાપુજીને કહેવું છે. પણ આજે કેમ કહેવાશે ? પેલા કાગળે આજનો દિવસ તો બગાડી દીધો.

એ તો બાપુજી ખુશમિજાજમાં હશેને એટલે અહીં બોલાવી લાવીશ. ધીમે ધીમે બધી વાત કહીશ. બાપુજી તો કહેશે ઓહો....હો....આજ વાત હતીને ? એ તો હું ક્યારનોએ જાણતો હતો. ભલે બેટા તું સુખી થાય એમ કર. તું તો મારો દીકરો છે. તને કાંઈ દુભાવાય? હું બાપુજીના ગળે એવી તો બાઝી પડીશને! પહેલાં ખેંચતી હતી એમ એમની મૂછો જ ખેંચીશ.'

સુમતિ આમ નાની કીકલી બને તે પહેલાં તો તેનાં બા ઓરડામાં ડોકાયાં.

'કેમ આજ વહેલી વહેલી બેન ?'

'એ તો મા જરા માથું દુખતું હતું ને તે એક કલાક વહેલી નીકળી.'

'હવે કેમ છે ?'

માએ દીકરીના કપાળ પર હાથ મૂક્યો. કપાળ ગરમ તો હતું. શરીર પર હાથ ફેરવી તે ખાટલામાં બેઠાં.

'અહીં આવ બેન, મારે જરા વાત કરવી છે.

શું હશે ? એ વાત તો નહિ હોય ? એમણે જાણ્યું હશે ? એકવાર તો સુમતિને ફાળ પડી. પણ તેની ટેવ પ્રમાણે હસતું મોં રાખી તે માની બાજુમાં બેસી ગઈ.

'શું છે મા ?'

'બેટા, હું પૂછું તેનો સાચો જવાબ આપીશ?'

'મા! તું આમ કેમ પૂછે છે? મેં કોઈ દા'ડાએ તમારી આગળ બનાવટ કરી છે?'

'એ તો હું જાણું છું દીકરી. પણ કેટલીક વાતો એવી હોય છે કે માણસ છુપાવવા મથે છે.'

'ત્યારે તું મને ઓળખતી નથી. મા, તું મને તારી વાત કર પછી હું તને એક અચ્છી વાત કરીશ.'

સુમતિના મોં પર લાડકી છોકરીનું ટીખળ રમી રહ્યું હતું.

'અમે તો કોઈ માનતાં નથી. તારા બાપુજીએ કહે છે મારી સુમતિ આવું કરે જ નહિ. પણ આ તો એક કાગળ આયો છે એટલે પૂછવું પડે છે. અમારા માબાપના જીવને તો ફડફડાટ થાય ને!'

'તે પૂછને મા.' સુમતિ હતી તેનાથી પણ વધુ નજીક આવી. માના ખભે હાથ મૂકી, માના મોં સામે તાકી રહી. 'તું સુમનની સાથે લગ્ન કરવાની છે તે ખરી વાત છે?'

સુમતિની હિંમત ઘડીભર તો જાણે તેને દગો દઈ નાસી ગઈ. તે જરા આઘી ખસી ગઈ. એક ઘડી પછી જ પોતે જે વાત કહેવાની હતી તે જ વાત માના મોંએ સાંભળી તે ગભરાઈ ગઈ. તેના હોઠ કંપવા માંડયા.

'દીકરી કહેને, આ સાચું છે?'

મા સહેજ ખસી દીકરીના ખભે હાથ દઈ બોલી.

'હા ખરી વાત છે.' આંખો સ્થિર કરી સુમતિ બોલતી હતી. 'મા, તને હું એ જ વાત કહેવાની હતી. અમે પરણવાનું નક્કી કર્યું છે.'

'હેં!'

એકદમ વીજળી પડે એમ મા આ સાંભળીને ડઘાઈ ગઈ. 'હા મા, હું સુમનને જ પરણવાની છું. અને મનથી તો પરણી ચૂકી છું.'

'તું આ શું બોલે છે દીકરી? નાગરની છોડી પાટીદારને પરણશે?'

'એમાં શું બગડી ગયું મા? પાટીદાર છે એટલે તે માણસ મટી ગયો? તું આપણી નાતમાં એક તો એવો બતાવ. પેલા વે'તિયાઓને હું પરણું?'

'મારી બેટી આ બોલે છે?'

ધનસુખલાલ બારણા વચ્ચેથી બોલ્યા. તેમનાથી નીચે રહેવાયું નહિ એટલે સુમતિના મોંએ જ તે જાણવા ઉપર આવ્યા હતા.

એ પૂરી છ હાથ ઊંચી કાયા. ગમે તેને પાછો પાડી
રૂ એવું આંખનું તેજ, ભરાવદાર મોં, ડારી નાખે એવી રીતે ઊભા રહેવાની છટા બધું એનું એ હતું. સુમતિ રોજ એ જોતી પણ આજે તો જરા ડરી ગઈ.

'સુમતિ દીકરા !' ધનસુખલાલ ખુરશી પર બેઠા. 'તું મારું ફરજંદ છે તે ભૂલી ગઈ? હું તો માનતો હતો કે કોઈ રેંજીપેંજીએ કાગળ લખ્યો હશે. પણ આ તો સાચું નીકળ્યું.'

'બાપુજી, એમાં હું શું ખોટું કરું છું? તમે ક્યાં સુમનને નથી ઓળખતા? એના જેવો બીજો એક....'

સુમતિનો અવાજ ભીનો બન્યે જતો હતો.

'આવી વાતોમાં છોકરમત ચાલે બેટા? તું જરા નાત-જાતનો તો વિચાર કર. નાગરની દીકરી પાટીદાર વેરે. છટ્ છટ્....આવું બોલતાં પણ તારી જીભ ઊપડે છે?'

ધનસુખલાલનું મોં એવું તો કટાણું થઈ ગયું કે સુમતિ થીજી જ ગઈ.

'બેટા ! મને મારા લોહીમાં વિશ્વાસ હતો કે તે ગમે તેની હારે ફરશે, ગમે ત્યાં જશે પણ એના બાપનું નામ તો ઊજળું જ રાખશે. એટલા માટે તો હું તને ગમે તે કરવા દેતો હતો. આજે તું જ ઊઠીને મારું નાક કાપવા બેઠી?'

સુમતિ પોતાની જાતને બહાદુર માનતી હતી. ગમે તેને તડાકફડાક સંભળાવી દેતી હતી. પણ અત્યારે તો તેની જીભ સિવાઈ ગઈ. ઘણુંએ કહેવાનું હતું પણ કહેવાતું ન હતું. વચ્ચે વચ્ચે હોઠ ધ્રૂજી જતા હતા. આંખો

બાવરી બની ગઈ હતી. દીકરીને ચૂપ જોઈ મા બોલી.

'સુમતિ ! તને અમે ભણાઈ ગણાઈ તે આટલા માટે ? કાલ ઊઠીને નાતમાં આ વાત થાય તો અમારે પછી શું મોં લઈને જીવવું ? તું એવું કાંઈ કરી મૂકે તો અમે જીવતાં રે'શું એમ તું માને છે ?'

થોડીવાર ત્રણે જણાં ચૂપ થઈ ગયાં. ત્રણે હૈયાં ધબકતાં હતાં. કોઈ કોઇની સામે પણ જોઈ શકતાં ન હતાં. એ શાંતિ અકળાવનારી હતી. એના કરતાં તડાકભડાક થઈ જાય તે સારું પણ આમ મડાં જેમ બેસી રહેવું ન ગમે. થોડીવાર રહી ધનસુખલાલ બોલ્યાઃ

'મને તો હજુ એવોને એવો વિશ્વાસ છે કે મારી બેટી કાળી ટીલી નહિ થવા દે. મારી માફક તારી નસોમાં એ નાગરી લોહી ધબકે છે. તારા આ બાપને નજરમાં રાખી વિચાર કરજે.'

એટલું કહી તે ઊભા થઈ ગયા. પાછળ પાછળ સુમતિનાં મા પણ નીકળ્યાં. એમના ગયા પછી સુમતિ ઓશીકા પર મોં રાખી રડી પડી. આંખમાંથી આંસુ વહી હૃદય ટપકી રહ્યું હતું.

આ શું થઈ ગયું ? સુમન કહેતો હતો તે સાચું નીકળ્યું, બાપુજી તો નહિ માને. મા અને એ માથું પછાડી પછાડીને જીવ કાઢશે. અરરર....ઘડીમાં આવું થઈ ગયું. મેં કેમ

પહેલેથી આ ન પૂછ્યું ? હવે મારું શું થશે ? બાપુજી ના મક્કર ગયા. મારું ભેજું કેમ ફરી ગયું કે મેં એમને વાત પણ ન કરી. હવે જ્યારે બધું નક્કી થઈ ગયું ત્યારે વાત નીકળી. મારી જ ભૂલ....મેં શા માટે પહેલેથી વાત ન કરી ?

સુમતિ માથું ફૂટવા લાગી. ક્યારેએ આઘાત નહોતો લાગ્યો એવો તેને આઘાત લાગ્યો. આખા શરીરે જાણે શૂળો ભોંકાતી હતી. જાણે ચક્કીમાં તેના હૈયાને કોઈ દળી રહ્યું હતું. તેના દિલમાંથી કાળચીસો નીકળતી હતી. પોતાનું ભાન ભૂલી ગઈ હોય તેમ માથું પછાડતી તે ખાટલામાં પડી જ રહી.

રાતના જમવા માટે ઘરની બાઈ બોલાવવા આવી ત્યારે નાગણની પેઠે ફૂંફાડો મારી કાઢી મૂકી. પાછી તે દૂધ લઇને આવી ત્યારે દૂધનો વાટકો જ ફગાવી દીધો. તેને કંઈ ગમતું ન હતું. કોઇની સાથે વાત કરવી ઝેર જેવું લાગતું હતું. કોઇનું મોં જોવા માગતી ન હતી. તેને કંઈ જોઇતું ન હતું. માથું ઝમઝમ થયા કરતું હતું. વારંવાર ધગધગતા નિસાસા નીકળતા હતા.

સુમતિનો લાડકો ભાઈ જમવા બોલાવા આવ્યો.

'સુમતિબેન જમવા ચાલો. તમે નહિ જમો તો બાપુજી અને માએ નહિ જમે. અમેએ નહિ જમીએ. ચાલોને બેન.'

'જા, મારે નથી જમવું.'

સુમતિએ એવો તો ઝાટકો માર્યો કે ભાઈ છોભીલો પડી ગયો. જે બહેન લાડ લડાવતી હતી, ભાઇને સાથે બેસાડી-ને જ જમતી, ભાઇને રીઝવવા ગીતો ગાતી તેજ બહેન આમ તણખા વેરે છે? ભાઈ તો રડું રડું થઈ નીચે ગયો.

તે રાત્રે ઘરમાં કોઇએ ખાધું નહિ, રાંધેલું એમને એમ પડ્યું રહ્યું. શોકની કાળી ચાદર ઓઢી આખુંએ ઘર પડ્યું હતું.

માના જીવને ધરપત નહોતી. કદાચ છોડી ન કરવાનું કરી બેસે તો? હાય હાય ભા ક્યાંક છોડી જેવી છોડી હતી ન'તી થઈ જાય તો? કાળ ચઢે ને ક્યાંક વખ ઘોળીને સૂઈ જાય તો? માને જંપ વળતો ન હતો. તે તો ઊઠીને એક બે વાર સુમતિની બારીમાં ડોકિયું કરી ગયાં. બારણું બંધ હતું. અંદર બત્તી બળતી હતી. સુમતિ સૂનમૂન બેસી રહી હતી. રડી રડીને ઢમઢોલ બની ગઈ હતી. વાળ પિંખાઈ ગયા હતા. કપડાંએ અસ્તવ્યસ્ત થઈ ગયાં હતાં. ઓળખાય-જ નહિ એવી થઈ ગઈ હતી. 'બચારી છોડી ઘડીની વારમાં કેવી કરમાઈ ગઈ છે? હાય હાય છોડીને આ શું ઊકલ્યું? આ બધુ શું શું થવા બેઠું છે? પ્રભુ! પ્રભુ! બધાંને હેમ-એમ બહાર કાઢજે.'

મા આખી રાત ભગવાનને વિનવતાં વિનવતાં પથારી-

માં બેસી રહ્યાં. કલાકે કલાકે સુમતિને ઉપર જોઇ આવતાં હતાં. આ છોડીએ શું ધાર્યું છે? ઊંઘતીએ નથી? ક્યાંક વિચારવાયુ થઇ જશે તો મારીને વેહ થશે. બૂન બા સૂઇ જા ભા, બૂન સુમતિ! હું તારી મા તને કહું છું, બેટા શું કરવા જાગરણ કરી તબિયત બગાડે છે. બેટા સૂઇ જાને, આ બધું હૈયામાં બોલાતું હતું. ઓઠથી બહાર શબ્દો નીકળતા ન હતા. માને ભય હતો કે ક્યાંક છોડી આમન્યા તોડી નાખે તો? ક્યાંક ના બોલવાનું બોલી નાખે તો? પછી આ ધરતી પર ઊભાએ કેમ રહેવાય?

સુમતિ જાણે વિચારોમાં ઊંડીને ઊંડી ડૂબતી હતી. ડૂબતો માણસ જેમ તરફડિયાં મારે, ઊંચોનીચો થઇ જાય, હાથપગ પછાડે એમ સુમતિ પણ કરતી હતી. પણ જાણે બહાર નીકળાતું ન હતું. હવે તો ગૂંગળામણ થવા માંડી. બસ ડૂબી જ મરવાનું? હિંમત બધી કેમ ઓસરતી જાય છે? બાપની માફક ડોકી ટટાર રાખી ફરનાર સુમતિ નીચેને નીચે કેમ દબાતી જાય છે.

સુમતિનું દુઃખ બીજું હતું. તેનામાં ધાર્યું કરવાનીએ શક્તિ હતી. તેજ હતું. અંદરનું બળ તેને આગળ ધકેલી શકે તેવું હતું. એ બધા પર મદાર બાંધીને તો તેણે સુમન સાથે સંબંધ બાંધ્યો હતો. બધાની કડવી ટીકા અને મશ્કરી વચ્ચે પણ ટકી શકી હતી. પણ હવે જાણે તેનાથી

ઊભા રહી શકાતું નથી. મધદરિયે હાંફી ગયેલો તારો જેમ કિનારે પહોંચવાની આશા મૂકી દે એમ સુમતિને થઈ ગયું હતું. 'આ માબાપ, જેમણે ઊંચે સાદે બોલાવી પણ નથી તેમની સામે કેમ થવાય? બાપુએ મારામાં વિશ્વાસ મૂક્યો છે, મને ફાવે તેમ કરવા દીધું છે તે કંઈ આટલા માટે? કોઈ દિવસ તે મારા માર્ગમાં આડે પણ આવ્યા નથી. મારી બધી જ વાતમાં તેમણે હા પાડી છે. જૂના વિચારના હોવા છતાં મારે માટે સૂગ રાખી નથી. તેમની સામે કેમ થવાય? આ તો તેમના જીવનમરણનો સવાલ છે. મા કહેતી હતી તેમ કદાચ તે બેએ મારા લગ્ન પછી મરી જ જાય. અરરર! મારે માટે આટલું કરનાર મારે લીધે જ મરે? એ કરતાં તો હું જ મરી જાઉં તે શું ખોટું?

'એ મને ધમકાવે તોએ સારું. મને ઘર બહાર કાઢી મૂકવાની કેમ ધમકી આપતા નથી? મને મારી નાખવાની કેમ વાત કરતા નથી? મને મારઝૂડ તો કરો. મારી કાશ કાઢી નાખતા હોય તેમ મને કંઈક ઊંચા સાદે કહો તો ખરા? એવું કંઈ કરે તો તો મને વિરોધ કરતાંએ ફાવે. પણ આમનો તો વિરોધ કેમ કરીને કરું? આ તો હું એમના પ્રેમમાં જ ગુંચવાઈ જાઉં છું. બાપુજી....બાપુજી હું શું કરું? તમારી આ લાડકીને હસતા મોંએ જેમ સલાહ આપતા આવ્યા છો, તેમ આ વખતે પણ આપો. હું તો ગુંગળાઈ જાઉં છું. આ આખો બંગલો મારા પર પડ્યો હોય એમ

હું નીચે દબાઈ રહી છું. બાપુજી! બાપુજી! મને બચાવો.'

આક્રંદ કરતી કરતી સુમતિએ પછડાટ ખાધી.

'સુમન વગર કેમ જિવાશે? એના વિના તો એક કલાક પણ ફાવતું ન હતું. હું એને મનથી વરી ચૂકી છું એનું શું? મેં કેટકેટલીવાર કહ્યું છે કે સુમન મારો છે.... હું હવે મારી જાતને કેમ છેતરી શકું? સુમન જાણશે તો તેને કેવું થશે? એ જતાંજતાંયે કહેતો ગયો. સુમતિ, હું તારી પડખે છું. મરદ જેવો મરદ મારી પડખે છે પછી મારે શો ડર?

'બાપુજી માની જાય તો કેવું સારું? સુમન શું ખોટો છે! નાતજાતને શા માટે આગળ કરતા હશે? એ પાટીદાર છે એમાં શું બગડી ગયું? નાગરના ઘરમાં જન્મેલા પેલા અલેલટપ્પુઓ કરતાં તો હજારગણો ચડિયાતો છે. નાગરના ઘરમાં જન્મ્યો એ જ નાગર એવો સિક્કો શા માટે લગાવે છે? મારે એવા કોઈ નાગરને નથી પરણવું! હું તો મારા મનના ધણીને પરણીશ. સુમન, બસ સુમન એક મારો છે, હું સુમનની છું. દુનિયા કેમ કરી જુદાં કરી શકશે?'

—અને સુમતિની નજર આગળ સુમનની છબી ખડી થઈ. એ છબી ઊડી ન જાય એટલા માટે તે પાંપણભીની આંખો બંધ કરી સુમનને જોઈ જ રહી.

બીજે દિવસે કૉલેજમાં સુમન એ જ ટાઇમે, એ જ ઝાડ નીચે, એ જ જગ્યાએ બેઠો હતો. પણ તેની સામે બેસનાર પંખિણી આજ ન હતી. શું થયું હશે? તબિયત તો એકાએક નરમ નહિ થઈ ગઈ હોય? કદાચ બાપુજીને વાત કરી હોય અને....ઓહ....તો મારું શું થશે? એનું શું થશે? હવે જોવા પણ નહિ મળે? સુમતિ! મારી સુમતિ!! સુમન નહિ, તેનું હૃદય પોકાર કરતું હતું. એ સાંભળનાર રોજનાં સાથી પેલાં ચકલાં ઝાડ પર ચેં ચેં કરી મૂકતાં હતાં. તેમને પણ આજે નવાઈ લાગતી હતી. સુમનના નિસાસા સાંભળી તે બોલી ઊઠયાંઃ

'કેમ ભાઈ, એકલા પડી ગયા? ચરકલડી ઊડી ગઈ? તમારા માણસ લોકની તો આજ મોંકાણ છે ને? હેત-પ્રીત બાંધે, સાથે હસેરમે અને એક દિવસ ઊડી જાય. હાય હાય એમ એકલાં તે કેમ જિવાય? અમારે તો જીવતાં ને મરતાં હારે જ ઊડવાનું.' ચેં ચેં કરતાં કેટલાંએ ચકલાં નીચે ઊતર્યાં. ફરુકા મારતાં ફૂદમફૂદા કરતાં હતાં. કોઈ ચાંચમાં ચાંચ ઘાલી નાચતાં હતાં. કોઈ એકમેક પાછળ પડતાં હતાં. બધાં જ હસતાં હતાં. બધાં જ ખેલતાં હતાં. કિલ્લોલ કરી મૂકતાં હતાં. સુમન તેમને ધારીધારીને જોઈ રહ્યો હતો. 'હું ને સુમતિ આમ જ કરતાં હતાં ને? પણ માળો બાંધી રહીએ તે પહેલાં તો તે ઊડી ગઈ! બિચારી કોઈ પાંજરામાં પુરાઈ ગઈ હશે, નહિ તો આવ્યા વગર રહે?'

સુમન આમ વિચારતો હતો ત્યાં કોઇએ ખૂંખારો ખાઇને તેને જગાડયો. એ જ પેલો ગાંગલવાળો. સુમતિના રૂપ પાછળ ઊડનાર પતંગિયું. એના નનામા કાગળના વિજયમાં આજે તે ખૂંખારા ખાતો હતો. એને જોઈ સુમનને ઝાળ લાગી. ઊભો ને ઊભો ચીરી નાખવાનું મન થઈ ગયું. એને એકલાને એમ થયું એમ નહિ! પેલાં ચકલાં પણ ભાંડવા લાગ્યાં.

'હટ ડફોળ! છેવટે કૂડાં કરમ કર્યાં. આ જોડ ભગાવવામાં તારા મોંમાં શું આવ્યું? તારે સુમતિનો હાથ પકડવો છે? આ જલમારામાં તો પકડી રહ્યો! તારા બાપના પૈસાના જોરે કદાચ પરણવા મળશે પણ સુમતિ નહિ એનું મડું. તું મડાં જ ચૂંથવાનો છે. ગમે તેટલા ખૂંખારા ખા, ગમે તેટલા ધમપછાડા કર પણ તારા સુધી સુમતિ નથી. હટ બળદિયા! એટલીએ ખબર નથી કે અસ્ત્રી જિતાય છે પ્રેમથી, પૈસાથી નહિ. સુમતિ તને જ વરશે તો! જા.... જા....તારું મોં બાળ, અમે લાજી મરીએ છીએ.'

એના ગયા પછી કિંકર્તવ્ય બની ગયેલા સુમનની આજુબાજુ ફરી વળી બધાં કહેવા માંડ્યાં:

'તમારા લોકની ઇર્ષાથી તો પરભુ તોબા! પોતાના હાથમાં કાંઈ ના આવે તોએ વચ્ચે પથરો નાખ્યા વિના ન રહે. અને આમ વાતવાતમાં મરવા શું પડો છો? મરદ

થઈ ઢીલા થવાય? રદામાં ભડભડ આગ લાગી હોય તોયે કોઇને ખબર શાની પડે? આ તો બેઠો રોદણાં રોવા.'

સુમનથી ત્યાં બેસી શકાયું નહિ. તે ઊભો થઈ ચાલતો થયો. તે દિવસે પણ તેનાથી વર્ગ ભરી શકાયો નહિ.

ધનસુખલાલને આ સમાચારથી એવો આઘાત લાગ્યો હતો કે તે ઘરની બહાર જ નીકળી શકતા ન હતા. ખાટલા-વશ બની ગયા હોય તેમ પડ્યા જ રહેતા. માએ સમજાવી તોએ સુમતિ તો તેનો કક્કો છોડતી નથી. એ જાણ્યા પછી તો તેમનું હૈયું પણ ટેકો મૂકેલો થાંભલો ખસી જતાં કડૂડૂભૂસ કરતું ઢગલો થઈ જાય તેમ ઢગલો થઈ ગયું.

તેમણે સુમતિને નીચે બોલાવી. તે ધનસુખલાલના મોં સામે જોતી તેમના ખાટલામાં બેઠી.

'બેટા! મેં તને એક ગંભીર વાત કરવા બોલાવી છે.'

સુમતિ બરાબર જાણતી હતી કે ધનસુખલાલ બહુ જ ઓછું બોલતા. જ્યારે હાડોહાડ લાગી ગયું હોય ત્યારે જ તે બોલતા.

'બાપનું હૈયું તો તું જાણે છે ને દીકરા,' ભારે અવાજે ધનસુખલાલ બોલતા હતા. 'કોઈ પોતાનાં છોકરાંના અહિત-માં રાજી રહે? તું દુઃખી થાય છે, રડાફૂટ કરે છે, ખાતી નથી, એથી મને કાંઈ નહિ થતું હોય બેટા! એ બધાથી તો મને કોઈ ગરમ લ્હાય જેવા સોયા ભોંકતું હોયને એવું

થાય છે. પણ શું કરું ? હું મારો જૂનો વેશ નથી મૂકી શકતો.'

હાંફ ખાવા ધનસુખલાલ થોડીવાર થંભ્યા. સુમતિ બાપુજીનો હાથ પકડી બેસી રહી હતી.

'હું જાણું છું બેટા, કે તારું કાળજું કપાઈ જતું હશે. અત્યારે આ તારો બાપ તને કાળ જેવો લાગતો હશે પણ શું કરું ? આ તારા ભાઇઓ સામે નજર કરું છું ને મને ટાઢ ચઢે છે. તું કાંઈનું કાંઈ કરી બેસે પછી એમનું કોણ ? અમે તો ઘરડાં પાન, કાલ ઊઠીને ખરી પડશું, પણ એ કુમળાં બચ્ચાંને આ ધરતી પર ઊભા રહેવાની એ જગ્યા ન રહેને ? પછી એમને નાતમાં કોણ પૂછે ? બેન ! બાપનો જીવ છે તે છોકરાંને કંઈ ભૂલે ?'

'પણ બાપુજી હું શું ખોટું કરું છું, તે તમે આમ બોલો છો ?'

'તું ખોટું કરે છે કે ખરું કરે છે તે તો હું કોણ નક્કી કરનાર ? પણ બેટા ! મારેએ માથે દુનિયાં તો છે ને ? એ મને રેંસી નાખે એનું શું ? દીકરા ! તારો બાપ આમ તો વજ્જર જેવો દેખાય છે પણ છાતી બહુ પોચી છે. બેન ! તું પાટીદારને પરણે એ તો મારાથી કેમ જોયું જાય ?'

'ત્યારે બાપુજી ! મારે જિંદગી બરબાદ કરી દેવી ?

બાપુજી તમને કેમ કરીને સમજાવી શકું કે એને તો હું મનથી....'

સુમતિનો અવાજ રુંધાતો હતો.

'તારી જિંદગી બરબાદ થાય એમ કહેતાં મારી છાતી જ કેમ ચિરાઈ જતી નથી! બેન! તારા વગર કહ્યે હું બધું સમજી ગયો છું. તારી પસંદગીમાં પણ કાંઈ કહેવા જેવું નહિ હોય. બેટા! મારી સુમતિને હું ન ઓળખું? પણ શું કરું? મારાથી આ દુનિયાની આબરૂનો મોહ છૂટતો નથી. બેટા! આવી બાબતોમાં હું પામર છું. એટલા માટે તો બેન, મેં તને બોલાવી છે. મારે તને એક ભલામણ કરવાની છે.'

સુમતિએ આંસુ છલકાતી આંખે ધનસુખલાલ સામે જોયું.

'મારે મોઢે તો કેમ કહું કે તું આવું કરતી નહિ. પણ બેટા! હું દુનિયાનાં મ્હેણાંટાણાં સાંભળવા નહિ જીવું. મારે તો એટલું જ કહેવાનું કે આ તારા નાના ભાઇઓની દેખભાળ કરજે. જેમ મેં તને પાળીપોષી છે, તેમ તેમને પાળીપોષી મોટા કરજે. જા બેન! હવે મારે બીજું કંઈ કહેવાનું નથી.'

ધનસુખલાલે પાસુ ફેરવી દીધું. તેમની આંખમાંથી ડબક લઇને એક આંસુ ખરી પડ્યું. કદાચ તેમની જિંદગીમાં આ પહેલું આંસુ હતું.

સુમતિ ન બોલી ન ચાલી. પથ્થરની પૂતળી હોય

તેમ ત્યાંને ત્યાં જડાઈ ગઈ. તેના માથામાં એકીસાથે હજારો ઘણ પડતા હતા.

થોડીવાર રહી ફાટેલા અવાજે સુમતિ બોલી:

'બાપુજી! બાપુજી....તમે કહેશો એમ કરીશ. હું તમને મરતા જોઈ શકીશ નહિ.'

સુમતિ તેના બાપુજીની છાતી પર માથું નાંખી ધ્રૂસકે ને ધ્રૂસકે રડી ઊઠી. ધનસુખલાલનું હૈયું વલોવાઈ જતું હતું. સુમતિની મા એકદમ આવી પહોંચ્યાં અને દીકરીને ઊભી કરી લઈ ગયાં.

તે રાત્રે સુમતિએ સુમનને એક પત્ર લખ્યો. તેમાં આટલું જ લખ્યું:

'તમારી સુમતિ મરી ગઈ છે. એને ભૂલી જજો. એને મળવા પણ આવશો નહિ.'

આ કાગળ સુમનના હાથમાં ગયો, ત્યારે તેના પિતા તેને લગ્ન કરવા માટે સમજાવી રહ્યા હતા. 'સામાવાળા ક્યાં સુધી રાહ જુએ? છોકરી મોટી થઈ હોય પછી ક્યાં સુધી વેઢાળે? આ વખતે તો લગ્ન કરી જ દેવાં છે. હવે ના પાડે નહિ ચાલે.' આવું તો તેના પિતાએ ઘણું ઘણું કહ્યું. પણ સુમન ધૂનમાં ને ધૂનમાં ના પાડે જતો હતો. આ કાગળ વાંચીને તો તે આકાશમાંથી પછડાયો હોય તેમ બેભાન થઈ ગયો. પોતે ક્યાં છે, શું કરે છે,

તેનીયે સૂઝ ન રહી. બોઘા જેવો તે હાથમાં કાગળ પકડી બેસી જ રહ્યો. તેની આંખમાંથી દડદડતાં આંસુથી પેલો કાગળ ધોવાઈ રહ્યો હતો.

બે દિવસથી સુમન ખાટલામાં પડયો છે. ખાતો નથી, પીતો નથી, કોઈની સાથે વાત કરતો નથી. નિરાશાના મોં પર થરના થર ચઢી ગયા છે. કાલિદાસનો જીવ ફફડી ઊઠ્યો છે. તેમના એકના એક છોકરાને શું થયું? આ ઘડીના ચોથા ભાગમાં ખાટલાવશ કેમ થઈ ગયો? કોઈએ કાંઈ કર્યું....નજરબજર લાગી. થયું શું? માએ તો અંબાજી માની માનતાએ માની દીધી.

'હે મારી મા, મારા સુમનને સારું થશે તો તારે ખોળે રમવા લાવીશ.'

સુમનના દુઃખની કોઇને સૂઝ પડતી ન હતી.

કાલિદાસે સુમનના ભાઈબંધ પાસેથી બધી વાત જાણી. પેલાએ કહ્યું: 'કદાચ સુમન આમાંથી ન કરવાનું એ કરી દે. એનું મગજ ચસકી જાય તોએ કંઈ કહેવાય નહિ? એ બેને સંબંધ જ એવો હતો. એક વગર બીજું જીવે જ નહિ.'

કાલિદાસ મનમાં સમસમી રહ્યા. સુમનનું માથું સતત બરફ મૂકવા છતાં હજુ ઠંડું પડ્યું ન હતું. જાણે તે મોત સાથે લડતો તરફડિયાં મારતો હતો. કાલિદાસથી તે જોયું જતું ન હતું. તેમણે કપડાં પહેર્યાં અને ધનસુખલાલના

ઘર તરફ ઊપડયા. તેમના મનમાં એક જ વિચાર રમી રહ્યો હતો;

'કદાચ માની જાય તો છોકરો બચી જાય. મારો એકનો એક છોકરો આમ ફાટી મરશે?'

ધનસુખલાલને બધી વાત કરી. પણ તેમણે તો ઠંડું પાણી રેડ્યું: 'એ કેમ બને? નાગરની કન્યા પાટીદારને જાય? તમે એ મારાભઈ શું જોઇને કહેવા આવ્યા હશો?'

'મારો સુમન ત્યારે આમને આમ ઝૂરીઝૂરીને મરી જશે? ધનસુખભાઈ! એ મારે એકનો એક છોકરો છે. એ જ અમારો જીવ છે. એનું દુઃખ જોયું જતું નથી એટલે આવ્યો છું, નહિ તો હું તમારે ઉંબરે ન ચઢત.'

'તમારે શું? સ્વાર્થ આગળ માણસ આંધળો થાય છે. તમે મારો તો કાંઈ વિચાર કરો! પછી મારેયે ઝૂરી ઝૂરીને મરવાનું ને? નાગરની નાત પછી મને જીવતો મૂકે?'

'અરેરે....આ નાતજાતના વાડા જ મારા છોકરાને ભરખી જશે!' કાલિદાસની આંખો ભીની બની અને ભારે પગલે તે ચાલ્યા ગયા.

આ બધી વાતચીત સાંભળતી સુમતિ ધબંગ કરતી જમીન પર પડી. પડતાં પડતાં તેનાથી એક જ ચીસ પડાઈ ગઈ. 'સુમન....'

દીકરીનો પડવાનો અવાજ સાંભળી હાંફળાંફાંફળાં મા

ઉપર દોડી આવ્યાં. દીકરીને બેઠી કરી. તેના કપાળમાંથી લોહી ચૂતું હતું.

ધનસુખલાલને લાગ્યું કે જો નાતમાં આ વાત ચાવી થઈ ગઈ તો ખલાસ! પછી સુમતિનો હાથ કોણ પકડશે? તો તો કિનારે આવેલું નાવ ડૂબે. તેમણે તાબડતોબ લગ્ન લઈ લેવું એમ નક્કી કર્યું. સુમતિને વાત કરી તો તેણે તો પેલી પૂતળીઓ ડોકી હલાવે છે તેમ હકારમાં ડોકી હલાવી. એક વાતમાં નહિ દરેક વાતમાં. બાપુજીએ તેને પેલો ગાંગલવાળો છોકરો બતાવ્યો. પૈસેટકે સુખી. સુમતિ સાથે ભણતો. નાતમાં પણ આગળ. છોકરાના ગયા પછી બાપે પૂછ્યું:

'બેટા! તને છોકરો તો ગમે છે ને? તને ન ગમતું મારે કંઈ કરવું નથી.'

દીકરીએ હકારમાં માથું હલાવ્યું.

'તો આ દશમનાં લગ્ન લઈશું?'

સુમતિએ એ જ પ્રમાણે ડોકી હલાવી.

'બેટા! તેં મારી આબરૂ રાખી. તારામાં મૂકેલો વિશ્વાસ સો ટકા સાચો પડ્યો. દીકરી! તેં આ ઘરને બચાવ્યું. તું દીકરી નહિ, મારો દીકરો છે.'

સુમતિના માથા પર ધનસુખલાલ હાથ મૂકી ચાલ્યા

ગયા. સુમતિ ધગધગતા સીસાના રસની પેઠે એ શબ્દો પેટમાં ઉતારી ગઈ. છેક સુધી હરફે બોલી નહિ.

બડી ધામધૂમથી લગ્ન લેવાયાં. બંગલો ઝળાંહળાં થઈ રહ્યો હતો. બેન્ડવાજાં વાગતાં હતાં. ભાતીગળ લૂગડાં પહેરી લોકો ઊભરાતા હતા. વરરાજા રૂપરૂપની પરીને પરણવા મલકાતા મલકાતા આવ્યા હતા. તે ચાલતા ન હતા, ફલંગો ભરતા હતા. પ્રકાશના ધોધ વહેતા હતા તેમ આનંદની ધારાઓ ચાલતી હતી. કંઈ જ કમીના ન હતી. ત્યાં રૂપ હતું, કુળ હતું, પૈસો હતો, જુવાની હતી, બધું જ હતું.

ચોરીમાં કન્યાની પધરામણી થઈ. એ સુમતિ ન હતી પણ તેનું મડું હતું. તેમાં જુવાનીના ધબકારા ન હતા. તેના રૂપમાં તેજ ન હતું. એ કન્યામાં જીવ ન હતો.

કહે છે કે આ મડા સાથે વરરાજા ફેરા ફરતા હતા ત્યારે બંગલાની આજુબાજુ કોઈ ગાંડિયો ફરતો હતો. તે બૂમો મારતો હતો, 'સુમતિ મારી છે....સુમતિ મારી છે.'

× × × ×

નાતનાં બંધનોમાં આવા કેટલાએ નવલોહિયા જુવાનો ભરખાઈ જાય છે. માબાપોને છોકરો ગમે છે, ઘર ગમે છે, બધું ગમે છે પણ એ નાતનો નથી માટે જ તેની પસંદગી થતી નથી. નાતનો ચપણીઆં ધોતો હોય તે ચાલે પણ

પરનાતનો, મનનો ધણી માની બેઠી છે એવો છોકરો ન ચાલે. નાતમાં પણ કેટલા સાંકડા વાડા છે. હવે તો એવો વખત આવી પહોંચ્યો છે કે આ નાતજાતનાં બંધન તોડયે જ છૂટકો.

સુમતિમાં હિંમત હતી, બહાદુરી હતી, પણ બાપની આગળ પાછી પડી. કોઇમાં છોકરો પાછો પડે છે. ક્યારેક બંને પાછાં પડે છે. માબાપોએ હવે આ બધાનો વિચાર કરી લગ્નનું ક્ષેત્ર વિશાળ કરવું જોઇએ. નાના નાના કૂંડાળામાં ફરવાથી માણસજાત કયારેક તો ગુંગળાઈ જવાની છે. એની ઓલાદ પણ નિર્માલ્ય અને તેજ વગરની પેદા થાય છે. દૂર દૂરનાં લોહી પ્રાણવાન પ્રજા માટે પણ જરૂરી છે. જેટલું વહેલું થાય તેટલું સારું !

સુમન રખડતો, કૂટાતો તમને ક્યાંય ભેટી જાય તો તેને દિલાસો દઈ શાંત કરજો. તે જેવો મરદ હતો, તેવો મરદ બનવાનું કહેજો. તેની બાકીની જિંદગી નાતજાતના વાડા તોડવામાં કાઢે તેમ કહેજો. કૃપા કરી તેના દુઃખની વાત કાઢશો નહિ.



# બૈરા વના તો કાંઈ નહિ

એનું નામ લાભશંકર. એને ગામલોકો ગાંડો કહે છે. જ્યારે જુઓ ત્યારે તે ગામ વચ્ચે કે કોઇની દુકાનના ઓટલા પર બેઠેલો જ હોય. તેમાંએ સવારસાંજ, બૈરાંના પાણી ભરવાના ટાઇમે તો ખાસ કૂવા પરથી પાણી ભરીને આવતી પનિહારીને તે એકીટશે જોઈ રહે છે. જેમ જેમ બેડલાવાળી બાઈ, ઘૂંઘટથી મોં ઢાંક્યું ન ઢાંક્યું કરી મલકાતી અને લહેરાતી ચાલે નજીક આવતી જાય છે, તેમ તેમ લાભશંકરની આંખો ચકળવકળ થવા માંડે છે. કોડીલા વરની માફક મોં પર શરમના શેરડા પડે છે. દેહમાં

જુવાનીની વીજળી ચમકી જાય છે. બૈરાંના ગયા પછી પણ એકલો એકલો મનમાં મલપતો બેસી રહે છે. ક્યારેક હસે છે. ક્યારેક બે હાથમાં કોઇને મસળી નાંખતો હોય તેમ જોરથી હાથ ઘસે છે, ક્યારેક મોંમાંથી વિચિત્ર જાતનો અવાજ કાઢે છે. કોઈકવાર ભયથી ડરીને ભાગતો હોય તેમ કિકિયારીઓ કરી મૂકે છે.

કોઇનેએ સમજાતું નથી કે લાભશંકર આમ કેમ કરે છે. લોકો તો માત્ર એટલું જાણે છે કે તેનું ખસી ગયું છે. લાભશંકર તો કહે છે તે પહેલાં હતો તેના કરતાં-એ વધારે ડાહ્યો થયો છે. પણ લોકો તેને હસી કાઢે છે. તેની સાથે કોઈ વાત કરતું નથી. છોકરાં તો હેકારિયો બોલાવે છે. લાભશંકર તેમની પાછળ દોડે છે. હાથમાં આવે તો ઇંટાળો કે પથરો છૂટો ફગાવે છે. બૈરાં તો તેને જોઈ જીવતોજાગતો કાળ આવ્યો હોય તેમ ફડફડી મરે છે. તેનાથી બધાં દૂર ભાગે છે—કોઈ વળગાડ હોય તેમ.

એકવાર લાભશંકર પણ સૌની સાથે ગામ વચ્ચે બેસતો. બધાની સાથે ગામગપાટા મારતો. પોતે ખીલતો અને બીજાને ખિલાવતો. જુવાનિયામાં તો તેનો નંબર પડતો. બ્રાહ્મણનો દીકરો હતો છતાં ખેતીનું કામ કરી કસાયેલા પાટીદારના છોકરાઓ સાથે એંપળીપીંપળીમાં કે હુતૂ તૂ તૂમાં મોખરે રહેતો. ગામનું ગમે તે કામ હોય તેમાં લાભશંકર તો હોય જ. કોઈની ભેંસ કાદવમાં ખૂંપી

ગઈ હોય કે હાથમાંથી અછોડો મુકાવી કોઇનો બળદ નાસી ગયો હોય તો ગમે તેવું કામ પડતું મૂકીને પણ લાભશંકર દોડે. કાળી રાતે કોઈ સાદ કરે તોએ લાભશંકર તો છાતી કાઢી ખડો થઈ જાય. એ લાભશંકર હવે મનથી અને શરીરથી ભાંગીને ભૂકકો થઈ ગયો છે. જાણે કાળને તેને સાંબેલાથી ખાણિયામાં ખાંડી જ નાખ્યો.

લાભશંકર અને રામશંકર એ બે ભાઇઓને મૂકી તેમનાં માબાપ મરી ગયાં. બ્રાહ્મણને કમાઈ ખાવા માટે યજમાનવૃત્તિ સિવાય કંઈ ધંધો ન હતો. ખેડી ખાવા બે ચાહવા ધરતી ન હતી કે જેથી બે જણા પૂરું કરે. ગામડા ગામમાં યજમાનવૃત્તિમાં મળેએ શું? પાછાં ગામમાં બીજાં સાતેક બ્રાહ્મણનાં ઘર હતાં. એ બધાના ભાગમાં પેટનો ગુજારો કરવો દોહ્યલો હતો. એટલે જુવાનિયા તો દેશાવર નીકળી જતા. ઘરડા, કામ કરી કરીને ઊતરી ગયેલા એવા બ્રાહ્મણો બાપદાદાની યજમાનવૃત્તિ સાચવતા ઘેર પડ્યા રહેતા.

તેમાંએ આ બ્રાહ્મણો પર તો જાણે એકજાતનો શાપ હતો. પાસે બેથી ત્રણ હજાર રૂપિયા આપવાના હોય તો જ પરણવા મળતું. ગામડામાં તેએ યજમાનવૃત્તિ પર તો આવડી મોટી રકમ ક્યાંથી ભેગી કરી શકે? એટલે કેટલાક કમનસીબ બ્રાહ્મણો એમને એમ, પગ ઘસતા ઘસતા મરી જતા. ગામના ઘરડિયાઓ તો કહે છે કે, 'બામણવાસનો ઘરદીઠ

એક એક આદમી બૈરું બૈરું કરતો મરી ગયો છે અને અવગતિયો થયો છે. એ અવગતિયાનો જીવ વહુમાં ભરાઈ ગયો છે તે બધા રાતે ગામને ગાંદરે વહુઉ....ઉ વહુ....ઉ ....કરે છે.'

લાભશંકરનો એક કાકો હજુ છડો હતો. અંબાજી માતાની પૂજા કરી જેમતેમ કરીને દા'ડો કાઢતો હતો. એનું જ ઠેકાણું નહોતું પડ્યું, ત્યાં ભત્રીજો લાભશંકર તો ઘરમાં લાલ લૂગડું શાનો ભાળે? તેમાંએ ગરીબ બ્રાહ્મણ, બાપ પાછળ બે છોકરા માટે છાપરા સિવાય કંઈ જ મૂકતો ગયો ન હતો. હવે તો ઘરની દાણાવાળી કોઠીયે દાંતિયાં કાઢતી હતી. ચૂલોએ જાણે રિસાઈ ગયો હોય તેમ ઠંડો-હિમ થઈ ગયો હતો. માગીતાગીને બે ભાઈ પૂરું કરતા. ઘણીવાર તો કોઇનું બારમું કે ચોરાશીની રાહ જોતા દાંત કકરાવીને બેસી રહેતા. પણ એમ કોઈનુંએ આયખું ગયું છે તે એમનું જાય?

મોટો ભાઈ લાભશંકર ઘેર રહ્યો અને નાનો રામશંકર અમદાવાદ એક વીશીમાં નોકરી રહી ગયો. બસ, કામધંધા વગરનો લાભશંકર ગામ વચ્ચે તડાકા મારતો બેઠો જ હોય. કોઈનું કામ હોય તો બે ધક્કા ખાતો. કોઇનો અવસર હોય તો તો રાત કે દા'ડો જોયા વિના ગધ્ધાવૈતરું કરી છૂટતો. એક માત્ર આશાએ કે કોઈનું દિલ દૂઝે તો કોઈક દા'ડો વળી કામમાં આવે.

લાભશંકરના ગોઠિયા તો બધા પરણી ચૂક્યા હતા. કેટલાકના ઘેર તો ઘોડિયાં પણ બંધાઈ ચૂક્યાં હતાં. એ બધું તે જોતો અને તેનું દિલ કપાઈ જતું. તે ક્યારે ઘર માંડશે, ક્યારે બૈરાના હાથનો રોટલો ખાશે, ક્યારે સામે સામે બેસી હસશે, રમશે....આવા આવા વિચારો તેના મનમાં વાઢવા આવેલા ખેતરમાં ચકલાં ઊભરાય તેમ ઊભરાવા માંડ્યા. આખો દિવસ બૈરાના જ વિચારો આવ્યા કરે. પછી તો તેના મનમાં એકલા બૈરાના જ વિચારો ખદબદવા લાગ્યા.

દેહમાં જુવાનીનું લોહી ઊછળતું હતું. અંગે અંગમાંથી જુવાની નીતરતી હતી. આંખોમાંથી મદ ઝરતો હતો. વાસનાએ તેને બહેકાવી મૂક્યો હતો. વકરેલા સાંઢની માફક ફૂંફાડા મારતો, ધરતી ધમધમાવતો લાભશંકર ઘૂમવા લાગ્યો. હવે તો કોઈ વાતમાં ચેન પડતું ન હતું. કોઈ વાતમાં મન પરોવાતું ન હતું. તેને બૈરાની ભૂખ લાગી હતી. બૈરું જુએ અને આંખમાં વીજળી ઝબકી જાય. અષાઢમાં વાદળીને જોઈ જેમ મોર થનગની ઊઠે તેમ ભાતીગળ સાડલા પહેરી ફરુકા લેતી સ્ત્રીઓને જોઈ લાભશંકરની જુવાનીનો મોરલો નાચી ઊઠતો. તેનું હૈયું સળવળી ઊઠતું. દેહમાંથી ભૂખી ડાંસ બૂમો સંભળાતી. 'બૈરું જોઇએ છે. બૈરા વિના તો આ જુવાની વીંછીની પેઠે ડંખે છે.'

લાભશંકરનું માથું ધગધગતું જ રહેતું. એકલો પડ્યો

પડ્યો ફળફળતા નિસાસા કાઢતો. હવે તો એ બ્રાહ્મણ-વાસનું છેવાડું ઘર પણ કરાંજતું હતું. 'વાંઢો મૂઓ છે. આયખામાંએ લાલ લૂગડું જોવા નથી પાંમવાનો.' એના પડઘા જાણે રાતદિવસ ઘરમાં પડ્યા જ કરતા. ઘણી વાર તો લાભશંકર રાતના ઊંઘમાંથી ઝબકી જતો. કેમે કરી આંખ મળતી નહિ. મસાણમાં પડયો હોય એમ ઘરમાંએ ભેંકાર લાગતો. એ ભીંતો, એ મોભ, એ છાપરું જાણે બધાં તેની લાચારી પર હસતાં, ખડખડાટ હસતાં હતાં. તેમનો દાંત ભાગી નાંખીએ તોએ દાઝ ન હોલાય તેવું.

લાભશંકર પરણવાની જેટલી ઉતાવળ કરતો હતો તેટલું જ પરણવાનું દૂર ને દૂર ભાગતું હતું. તેને લગ્નની તાલાવેલી લાગી હતી પણ કંઈ જોગ ખાય તેવો સંજોગ ન હતો. આતુરતાથી મેઘની રાહ જોઈ રહેલા ખેડૂની જેમ લાભશંકર આશાની વાદળી જોવા આંખો ફાડીને જોઈ રહેતો.

એક વાર તેના મામા ભાણાની ખબર કરવા આવ્યા. લાભશંકરે તો શરમ તોડીને કહ્યું:

'મામા! હવે તો આ ઘર કૈડવા ધાય છે. બાપ-દાદાનો વંશવેલો રહે એવું તો કાંક કરો. હવે તો નથી ખમાતું.'

મામો જમાનાનો ખાધેલ હતો. ધીમે રહીને તેણે કહ્યુ:

'મારી બૂનનાં ભાંણિયાં આમ રઝળતાં ફરે તે મને

કાંઈ નહિ થતું હોય! હું એ જાણું છું ભઈ કે જુવાની હડકાયા કૂતરાની પેઠમ ડૂચા ભરતી હશે. પણ....'

'પણ શું મામા! તમારેએ પાસે રહીને નખ્ખોદિયું કઢાવવું છે. જુવાનજોધ જેવા બે ભાઈ છીએ તોયે ઘરને લ્હાય મૂકવી છે?'

'લાભુ, એટલા ઓલે જ હું આયો છું. પણ આના વના મારા હાથ હેઠા પડે છે.' અને મામા રૂપિયા ગણતા હોય એમ હાથ હલાવવા લાગ્યા.

'હેં' લાભશંકરની આંખમાં રંગબેરંગી વાદળી આવી-ને ચાલી ગઈ.

'તો આ તરવાડી એમનેમ આંટા મારે એવો છે? કેમ મારા રદામાં તમારું નહિ દાઝતું હોય? પણ ભઈ, તું જાણે છે ને કે મારે તો છાપરાનાં નળિયાંએ પારકાં છે.'

'મામા, એની તો વાહવાહ કરી દઈશ. રામશંકર થોડુંક કમાયો છે અને બીજા દેવા કરીને લાવવાની આંગમણ છે. તમે તમારે વિશ્વંભરનું નામ લઈ નક્કી જ કરી દયો.'

'તો તો તારા મોંમાં ગોળ ભઈ. હુંએ દુનિયાંની કેવારીથી ફડફડતો હતો. મરતાં મરતાં કોઈકે કે'નાર મળે કે સાઠ વરસનો મામો મૂઓ હતો તોએ ભાણિયાંનું ઘર ના મંડાયું.'

મામા તો ભાણાના હાથની રસોઈ જમીને પેટ પર હાથ ફેરવતા ફેરવતા ચાલ્યા ગયા. લાભશંકર ગામના આગેવાનોનાં ઘર ખૂંદવા લાગ્યો. જેને ત્યાં જાય તેના પગ પકડી તે કરગરી જ પડતો.

'કાકા, ગમે તેમ કરો પણ આટલી આંપટી તો કાઢો. આ બાંમણના છોકરાની આંતેડી ઠારો. મારે કાંઈ એમનેમ નથી લેવા. કાકા સૌનું લ્યો છો એમ મારુંએ વ્યાજ લેજો પણ આટલો અવસર તો પાર પાડી આલો.'

—પણ એ બ્રાહ્મણના છોકરાના વલવલતા હૈયાના શબ્દો પેલાઓનાં પેટનાં પાણી પણ ન હલાવી શક્યાં. લાભશંકરની પાસે કઈ જમીનજાગીર હતી, ક્યાં ઘરેણાં-ગાંઠાં હતાં તે કોઈ પૈસા ધીરે? લાભશંકર જ્યાં જ્યાં ગયો ત્યાં બધેથી તેને જાકારો મળ્યો. તેના મનમાં અરેરાટી બોલી ગઈ.

'હેં, મને કોઈ નહિ ધીરે? મારે આમને આમ, વાંઢા જ મરી જવાનું!'

ત્યારથી લાભશંકરનું માથું ખસવા માંડ્યું. રઘવાયા કૂતરાની પેઠે આમથી તેમ બેસતોઊઠતો. અંદરથી ભડ-ભડતું હૈયું તેને શેકી રહ્યું હતું. જીવતર પર કંટાળો આવતો હતો. ભીંત સરખું માથું પછાડી ફોડી નાખવાનું મન થઈ જતું હતું. કડકડતું તેલ ડિલ પર રેડ્યું હોય અને

જેવું ફળફળી ઊઠે તેમ લાભશંકર ફળફળી ઊઠયો હતો.

એવો જુવાન જોઇ લાભશંકર લેવાવા માંડયો. હિમ પડે ને ઝાડ જેવાં કાળાં શાહી જેવાં થઈ જાય છે તેમ લાભશંકરનું ડાચુંયે કાળું પડી ગયું. આંખોના ગોખલા મોટા થઈ ગયા. પાછા તેની ચોમેર કાળા ડાઘા પથરાઈ ગયા. પચીસ વર્ષનો લાભશંકર પાંત્રીસ જેવડો દેખાવા માંડયો.

ઓછામાં પૂરું જે તે 'વાંઢો....વાંઢો' કરી મશ્કરી કરતા. જાણે ગીધડાં ચામડી ઊતરડતાં હોય તેવી વેદના એ સાંભળીને લાભશંકરને થતી. બૈરાં તો તેને 'સોદો' જ કહેતાં. ઘણાંને તો તેની આંખોમાં ચીતળિયાં સળવળતાં દેખાતાં. બધાં તેનાથી દૂર ભાગતાં.

લાભશંકર બૈરાની ભૂખમાં અકળાઈ ગયો. એકલાને એવો તો કંટાળો આવતો હતો કે દોડીને કૂવામાં પડવાનું મન થતું હતું. પોતાની જાતને કોઇકવાર તો ગાળો ભાંડતો.

'શા ભોગ લાગ્યા તે બાંમણના ઘેર અવતાર લીધો! ઢેડભંગિયાના પેટે જનમ્યો હોત તો ક્યારનોએ બૈરા ભેગો થયો હોત. બાંમણની નાતમાં જ છોડીઓ ઓછી જનમતી હશે? મારું બેટું જ્યાં જુઓ ત્યાં મારા જેવા છડાને છડા જ દેખાય છે. પેલા ડોહા કે'તા હતા એમ કોણ જાણે મારી વહુ તે એની માના પેટમાં હશે કે

પછી....ભલા ભગવાન! અવતાર આલ્યો તો રંગેચંગે પૂરો તો પાડ. આમ શું કરવા કનડે છે? મારી હાલ્યાને તો બબ્બે છોકરાંએ થયાં. અને હું તો હજુ અવલકુંવારો. અલ્યા કુંવારોએ શાનો? અડધી જિંદગી તો જઈ, પછી કુંવારો કે વાંઢો!'

આખો દિવસ ગામ વચ્ચે બેસી રહી અલકમલકની વાતો સાંભળી કે અવનવું જોઈ ઘેર આવતો ત્યારે વળી ભૂંડી દશા થતી. ખાટલામાં પડતાં જ અંદરનો ખદ-ખદતો ઉકાળો કાઢતો.

'આવું જ હતું તો ભૂંડા શું કરવા આ થનગનતી જુવાની આપી. અલ્યા જુવાની આપી તો કંઈ નહિ પણ આ ભમેડા જેવી બે આંખ્યો શું કરવા આપી? જોઈને દાઝવા....આ પેલી ચટકો કરે છે ને કંઇનું કંઈ થઈ જાય છે. આ પેલી રઈલી, પેલી મોતલી પેલા ધનિયાની વહુ....ફાટુ ફાટુ થઈ રહી છે. પેલા દાંનાજી ઠાકેડાની વહુની તો વાત જ જુદી છે. માથે બેડું હોય છે તોયે જોને કૂદાની પેઠે ઊડે છે. હુંએ જો કોક દા'ડો ભૂંડો થયો તો એને ઉપાડીને જ નાસી જવાનો છું. છાંને પછી ગામને કહેવું હશે એ કહેશે. ત્યારે કાંઈ આમને આમ લૂખો મરી જાઉં?'

આવા વિચારો રોજ આવતા પણ તેનાથી કંઈ થતું

ન હતું. ઊલટો તે દિવસે દિવસે ખવાતો જતો હતો. ગામ-માં માથાવટી પણ હલકી પડી ગઈ હતી એટલે આંગણે કોઈ ઊભુંએ રહેવા દેતું નહિ.

આવામાં એક સમાચાર એવા સાંભળ્યા કે લાભશંકર-ના દેહને, તેના મનને....બધાએ જબરજસ્ત પછડાટ ખાધી. ગામમાં સંભળાયું કે રામશંકર તો અમદાવાદમાં કોઈ કાઠિયાવાડીને પરણીએ ગયો. કોઈ કહેતું:

'કુણજાણે શુંએ નાતજાત હશે. આ કળજગમાં તો બાંમણના ઘરમાં જ કોળણો ખંટાય છે.'

'ભલા માણસ, ગમે તે જાત હશે પણ બૈરું તો છે ને? અરે ગાંમમાં બાંમણનું છાપરું રહેશે. આ લાભશંકર ફોફળિયા ફોલતો રહી ગયો ને રામશંકરે ઘર માંડ્યું.'

લાભશંકરની ખીજનો પાર ન હતો. એ મોટો હજુ તો છડો ફરે છે ને રામશંકર પરણી ગયો? એના સામે નજરે ન કરી? લાભશંકરના શરીર પર થઇને નિરાશાની હેડચ ચાલી ગઈ. તેની છાતી જ બેસી ગઈ.

'આ ભગવાન, બામણના દીકરાની આ વેળા? જિંદગી-ભર હાથે જ ટીપી ખાવાનું? બૈરું....વહુ, એને તો જોવાનીએ નહિ! ધિક્કાર છે આ મનખાને....'અને લાભ-શંકરે માથાં ફૂટ્યાં.

એક દિવસ ગામ વચ્ચે ચારપાંચ ઘેડિયા બેઠા હતા.

છોકરાં રમાડતાં રમાડતાં આડીઅવળી વાતો કરતા હતા. એવામાં લાભશંકર ત્યાંથી નીકળ્યો. એક બાખાબોલા ડોસાએ તેને બોલાવ્યો.

'ચ્યાં હડીઓ મારે છે? આય આય બે ઘડી બેસ તો ખરો.'

લાભશંકર ખમચાતા મને બેઠો.

'બચારો લાભશંકર રખડી ગયો.' એક ડોસાએ વાત ઉપાડી; 'હરાયા ઢોરની પેઠમ આંમથી આંમ આથડે છે, પણ એમાં શો શકરવાર વળે?'

લાભશંકરને સમજાયું નહિ કે આ તે દુ:ખમાં ભાગ પડાવે છે કે ઠઠ્ઠો કરે છે.

'આ ભવે તો એ આંમને આંમ પગ ઘસતો મરી જશે પણ આવતા ભવેએ એને હખવારો નહિ આવે. કૂતરાનો અવતાર આવશે ને ગાંમને ગાંદરે રાત પડે વહુઉ.... વહુઉ.... કરી ઊંઘવાએ નહિ દે.'

એ ડોસા 'વહુઉ....વહુઉ....' એવી રીતે લંબાવીને બોલ્યા કે સાંભળનારા બધા હસી પડયા. એક માત્ર લાભશંકર પેટમાં ઊકળેલું સીસું ઊતરતું હોય તેમ અકળાઈ રહ્યો.

'કહેનારે એમને એમ કીધું હશે કે અસ્રી એતો ઘરની રાણી છે? એના વના તો બધું લૂખું. બૈરાથી તો ઘર

શોભે છે. બૈરા વના તો કાંઈ નહિ.'

લાભશંકર ઊભો થઈ ગયો. તેના કાનના પડદા તોડી નાખે તેવા પડઘા પડવા લાગ્યા. 'બૈરા વના તો કાંઈ નહિ.' તેને થઈ ગયું તેના જેવું કોઈ દુઃખી નથી. તેનું દુઃખ કોઈ સમજતા નથી ને પાછા હસે છે. ઘડીભર તો લાભશંકરને આખી દુનિયાને તોડીફોડી, કચ્ચરઘાણ કરી દેવાનું મન થઈ ગયું. જેટલાં બૈરાં હોય તેટલાંને અવળી ઘાણીમાં પીલી નાંખવાનું દિલ થઈ ગયું.

દુનિયા તેને હસે છે.... લાભશંકર પણ હસવા માંડયો. છાપરાનાં નળિયાં ઊડી જાય તેવું હસવા માંડ્યો. સાંભળીને બીક લાગે, રાતમાંએ સતાવ્યા કરે તેવું કારમું એ હાસ્ય હતું. ઘરમાં જઈ તેણે પૂજાના ગોખલામાંથી ભગવાનની છબી બહાર ફગાવી દીધી. ધૂપસળીઓનો ભાંગીને ભૂક્કો કરી દીધો. એ હસતો જાય ને બોલતો જાયઃ 'બૈરા વના તો કાંઈ નહિ.' આખા વાસમાં ઘેલાં કાઢતો કાઢતો નાચવા લાગ્યો. આખો દા'ડો વિના કારણે પણ હસ્યા કરે. બસ ત્યારથી તેની ડાગળી ચસકી છે તે એમ ને એમ છે.

સમાજમાં આવા લાભશંકરો ઓછા નથી. પરણવા માટે ફાંફાં મારતા માણસોને શોધવા જવું નહિ પડે. દરેક નાતમાં કેટલાક તો ચારણીમાં કાંકરા ખખડે એમ ખખડયા જ કરે છે. એવા માણસો સ્ત્રીઓ પાછળ આંખો

ફાડીને જોઈ રહે છે. તેમને વિષે અનેક જાતના વિચારો કરે છે. એથી સમાજનું આરોગ્ય પણ બગડે છે. આવા માણસોનું શું કરવું ? ફરજિયાત કુંવારાપણું એ સમાજ-જીવનનો મોટામાં મોટો શાપ છે. માણસજાતને જો સુખથી રહેવું હશે તો તેને આ શાપનું નિવારણ કર્યે જ છૂટકો. આવા લાભશંકરો સમાજશરીર પરનાં ગૂમડાં જેવા છે. એથી શરીર ક્યારે કહોવાઈ જશે તેએ કહેવાય નહિ. હાલ શરીરને બેડોળ તો બનાવી રહ્યાં છે.

અત્યારે તો લાભશંકર સૂકીઠઠ ખણખણતી નદીની પેઠે જીવે છે. એની કાળચીસ દુનિયાના બહેરા કાને સંભળાતી નથી. તેના માથામાં ધમાચકડી મચાવતા વિચારો જાણવાની કોઇને પડી નથી. એ જીવે છે મોતની રાહ જોતો જોતો. પણ એના ખાલીખમ જીવનની કરુણતા જોઇને તો મોતે તેનાથી દૂર ભાગે છે.



# કભારજા

ઘરના ઓરડામાં દીવો ટમટમતો હતો. તેના આછેરા અજવાળામાં કાકોભત્રીજો બેઠા હતા. બંનેના મોં પરથી એમ લાગતું હતું કે તેઓ કોઈ ગંભીર વિચારમાં ગોથાં ખાય છે. કાકા સહેજ ઉશ્કેરાયેલા દેખાતા હતા, જ્યારે

ભત્રીજો તો નીચે મોં ઢાળી બેસી રહ્યો હતો. થોડીવાર ગુપચુપ રહી કાકાએ કહ્યું:

'મૂળા! શું કરવા હાથે કરીને મનખો બગાડે છે? તું ગમે તેમ કરીશ પણ એ કભારજા હવે કાંઈ સુધરવાની છે? આબરૂના ધજાગરા ચઢાવે છે તે જોતો નથી? શું કરવા મને વધુ કહેવરાવે છે?'

'કાકા, નબળું હબળુંએ કાંઈ નભાયા વના ચાલવાનું છે? પનારે પડયું છે તે પાર પાડે જ છૂટકો.'

'મૂળિયા, તું ભગતડો તે ભગતડો જ રહ્યો.' કાકાનો અવાજ થરડાએલી ત્રાક જેવો બન્યો. 'તારે તો કાંઈ નહિ પણ અમારે તો દુનિયાંમાં રેવું છે? મેમાનપરોણા આવે ને એ ભવાડો કરે છે તે અમારાથી નથી જોયું જતું.'

કાકાભત્રીજાની બોલાચાલી સાંભળી ઓરડામાં કાકી ડોકાયાં. તે પણ કાકાની સાથે વનમાંથી હમણાં જ હેમ-ખેમ નીકળ્યાં હતાં પણ એમની કાયા હજુએ વજ્જર જેવી લાગતી હતી. રાત્રે પણ તેમની બે આંખો દીવા જેવી તગતગતી હતી. મૂળો કંઈ બોલે તે પહેલાં તો કાકી કાકાની પડખે બેસી બોલી ઊઠ્યાં—જાણે ઝૂંડામાં કોસ ઠલવાયો.

'ભઈ, આ તો અમારા રદામાં દાઝે છે એટલે કે'વું પડે છે. મેં તો તારા કાકાને ત્રણચાર દા'ડાથી કીધું'તું

ક મૂળાભઇને બોલાઈ કહી દો. હવે તો અમારાથી જોયું જતું નથી. એ રાંડ આખા વાહ વચ્ચે એલફેલ કરતી લવારો કરે છે તે મારાથી નથી ખમાતું. ખરું કહું છું ભઈ, આ મગથી ખીચડી નહિ ચઢે.'

'કાચી, હું કાંઈ નહિ હમજતો હોઉં. પણ....'

'હવે મૂળા પણ ને બણ, ભઈલા, તું હા પાડી દેને એટલે દહ દા'ડામાં બીજું ઊભું કરી દઉં. તું ખોટી ઝક કરીને બેઠો છે. એ છે ત્યાં હુધી તો તું હખે રોટલો ખાઈ રહ્યો.' એકદમ કાકા બોલી ગયા.

મૂળો કાકા કાકી સામે જોતો બેસી જ રહ્યો.

'ભઈ, તને આ બચારાં છોકરાંનીએ દયા નથી આવતી? બપોરે ઠેઠ બે વાગે ખાવા ભેગાં થાય. એ બચારાં ફૂલ એટલી વડી ભૂખે રે'તાં હશે? આ આપણા ઘેર, આડોશી પાડોશીને ઘેર કકડો રોટલો બિહાતાં બિહાતાં ખઈ આવે છે. એ અવળચંડી જાણે તો પાછું ગામ ગજવે. કાન ખરી પડે એવી ગાળો ભાંડે છે. કુણ જાણે એની માએ રાંડને શું ખાઇને જણી છે!'

'કાચી આ કાંઈ નવું છે?' મૂળો ટાઢા પેટે કહેતો હતો. 'હું એ જાણું છું કે એ મારઝૂડથીએ કાંઈ સીધી થાય એવી નથી. કાંઈ કે'વા જઇએ તો વળગાડની પેઠમ

વળગી આવે છે. આ તો આપણા કપાળે લખાઈ છે એટલે પાળ્યા વના કાંઈ છૂટકો છે?'

'તે એને કુણ કાઢી મૂકવાનું કહે છે? પડી રહેશે ખૂણામાં. બે ફેરા રેદુ ભરી ભેંસની પેઠમ છોને પછી ઘોર્યા જ કરતી. એના નામની રોજ માંકણ તો નહિ. ભઈ! તારા કાકા ખરું કે'છે હોં. એ કૂતરીની પૂંછડી સીધી નહિ થાય અને તારું જીવતર ધૂળ થશે.' કાકી એવી રીતે બોલતાં હતાં કે ઘડીભર તો મૂળો ચૂપ થઈ ગયો.

આ પહેલાં પણ કાકાકાકીએ બીજી કરવા માટે ઘણી વાર કહેલું. આમ તો તે ઘર સંભાળીને બેસી રહે એવાં શાંત સ્વભાવનાં બેએ માણસો હતાં. પણ અંબા-વહુને જીભ ઘસાઈ જાય એટલી શિખામણ આપ્યા છતાં એના એ ભવાડા કરતી જોઈ તેમનું દિલ કળકળી ઊઠ્યું હતું. મૂળાનો સંસાર પેલી અવળચંડીથી જ બગડી રહ્યો છે એ વિચારથી કાકાકાકી મનમાં જળી જતાં હતાં. તેમને વધુ રીસ તો એટલા માટે ચઢતી હતી કે કેટલું કેટલું સમજાયા છતાં મૂળો એકનો બે થતો ન હતો. 'મૂળાનું તે કેમ ભમી ગયું છે? એના પંડચના સવારથની વાત હૈયે ઊતરતી નથી. બીજી લાવે તો એમાં કયું બાપ-દાદાનું નામ ચેકાઈ જવાનું હતું? વળી દુનિયાં કરતી આવી છે એ તો કરવાનું છે?' મૂળાને ચૂપ જોઈ પાછા કાકા બોલ્યાઃ

'મૂળા, અમે કાંઈ તારા અહિતમાં રાજી હોઇએ?' કાકાની જીભમાં ભીનાશ આવી હતી. 'આ તો અંદરનું લોહી ધગે છે એ બોલાવરાવે છે. તું તો મારે છોકરા જેટલે. તને વપત્ય પડે તે મારાથી કેમ જોયું જાય? ભઈ, મને મરતાં મરતાં મારી આંખ ટાઢી થવા દે. હજુ તો ઘૈડિયાંનાં પુણ્ય તપે છે. એક કહેતાં એકવીસ આલનારા મળશે. હા પાડી દે ને....'

મૂળાને કાકાનું એકેએક વેણ દિલને વલોવતું હતું. તેણેએ સહન કરવામાં કાંઈ બાકી રાખ્યું હતું? આટલા દા'ડા અંબાને નભાવી એ જ હદ કરી હતી. અંબા રોજ એના નામની હોળી મૂકતી. છતા ધાને ધરાઇને ખાધું ન હતું. મૂળાને કાકાની વાતમાં તથ્ય લાગતું હતું. પણ કોણ જાણે કેમ પણ અંદરનો પેલો ભગતડો જીવ ના પાડતો હતો. બોલતાં બોલતાં મૂળાના હોઠ ધ્રૂજી ઊઠ્યા;

'કાકા! બીજું તો કાંઈ નહિ પણ એની આંતેડી શું કહે? ગાંડુઘેલું પણ માનવી તો ખરું ને? એનો જીવ દુભાય તો....'

મૂળો આગળ ન બોલી શક્યો. બાકીના શબ્દો એક લાંબા નિસાસામાં નીકળી ગયા.

'મને ખબર જ હતી કે તું ભગતડાવેડા નહિ મૂકે.' કાકા એકદમ ઊભા થઈ ગયા અને ફૂંફાડો મારી બોલ્યા.

'હાથે કરીનેજ તારે નરકમાં પડ્યા રે'વું હોય તો અમારે શું? જા મર, હવે તારું નામ દઉં તો ભંગિયાના પેટનો જાણજે.'

કાકા લાલ એંધરોળ જેવી આંખો કરી ઘર બહાર ચાલ્યા ગયા. મૂળો તેમની પાછળ જોઈ રહ્યો.

'હટ ભૂંડા, તારા કાકાનાં ધોળાં સામેએ ના જોયું? એમના આયખામાં એમણે એક શબ્દ નકામો કાઢ્યો છે? તારા સવારથની વાત તું ના સમજે તો અમારે શું? જા ભઈ જા, મોડું થશે તો નકામું અમારે વેળા-કવેળાએ એ કભારજાનું સાંભળવું પડશે.'

મૂળાથી માથાનો ભાર ન ઉચકાતો હોય તેમ માથું નીચે ઢાળી ભારે પગલે ચાલ્યો ગયો. મૂળાના ગયા પછી કાકી એકલાં બબડ્યાં;

'ચ્યાં આ ભગત ને ચ્યાં પેલી કભારજા.'

મૂળો ઘેર આવ્યો ત્યારે અંબા ખાટલામાં ગોદડું પાથરી પડી હતી. ઘોડિયામાં પડ્યું પડ્યું એક છોકરું એંકારા કરતું હતું. ચૂલા આગળ ઘેંસના હાંલ્લામાં એક બિલાડું માથું ઘાલી બચબચાટ કરતું હતું. બીજાં બે છોકરાં એક વણપાથર્યા ખાટલામાં ગૂંચળાં વળી એકમેક-માં ગંઠાઈ ગયેલાં પડ્યાં હતાં. તેમના ઉઘાડા ડિલ પર

ખાટલાના આંણનાં ડામાં બાઝયાં હતાં. ઊંદરડા ઠાકમ-ઢોળ કરી મૂકતા હતા. આ બધા વચ્ચે અંબા નાક બોલાવતી ઘોરતી હતી. જાણે હાથપગ પહોળા કરીને હેડંબા પડી. મૂળો થોડીવાર તો એ હેડંબાને જોઇ જ રહ્યો. 'ન ચિંતવી કાયા પાથરીને પડી છે. સાંભળીને ભૂતડાંએ ભાગી જાય એવાં નાક બોલાવે છે. એના માથાના વાળની દિવેટો આમથી તેમ મોં પર વેરાઈ ગઈ છે. આ અંબા....આ મારી વહુ!'

મૂળાએ બિલાડીને ખૂંખારો કરી હાંકી કાઢી. હાંલ્લા પર ઢાંકણી ઢાંકી. દૂધ અને ઘી મૂકતા હતા એ ચોરસી સંભાળી જોઈ. એક નોળિયા જેવડો ઊંદરડો હડફ દઇને ફલંગો મારતો નાસી ગયો. તેણે છોકરાંના ખાટલામાં ગોદડી પાથરી દીધી અને તેમને ઠીક કરી સુવાડયાં. પેલી ધોડિયામાં ડાંશિયા મારતી હતી, તે છોડીને ઉપાડી અંબાની બાજુમાં સુવાડી.

'એ....સાંભળે છે કે, એ....' મૂળાએ અંબાનો હાથ પકડીને ખેંચ્યો. અઘોરીની પેઠે તે તો ઊંઘતી જ રહી.

'ઊઠને. લે આ છોડીને ધવરાવ તો ખરી, એ.... ઊઠે છે કે નહિ?' મૂળાને રીસ ચઢી. તેણે જોરથી હાથ ખેંચ્યો અને અંબા 'હેં....કુણ સે' ઝબકીને જાગી હોય એમ ફાટી ગયેલા અવાજે બોલી.

'લે આંને! છોડી શે શે કરે છે તોએ તને કાંઈ ભાન છે? લે એને ધવરાવ.'

'મુઆં આએ....રોયાં ઊંઘવાએ નથી દેતાં. પડી પડી ધાવતાં શું જોર આવે છે.'

ભૂખીડાંસ જેવી એ છોડી, વાછડું જેમ એકદમ ગાયના આંચળને મોંમાં મૂકી બચકબચક ધાવવા મંડી પડે છે તેમ તેએ ધાવવા માંડી. અંબા તો પાછી ઊંઘતી હતી એમ ઊંઘવા જ માંડી.

મૂળો ડોળા ફાડી અંબા સામે ઘડીભર તો જોઈ જ રહ્યો. પછી ધગધગતો નિસાસો મૂકી ઓસરીમાં પડેલો ખાટલો ઉપાડી છોકરાંની બાજુમાં ઢાળ્યો. દીવો ઓલવી નાંખી તેણે ખાટલામાં પડતું મૂક્યું.

મૂળાને પોતાના ઘરસંસારના વિચારો આવ્યા. નાટકમાં એક પછી એક પડદો ઊઘડે છે એમ તેની જિંદગીનાએ પડદા ઊઘડવા માંડ્યા.

અંબા પહેલવહેલી સાસરે આવી હતી, ત્યારે તો ભોળીભટાક જેવી લાગતી હતી. જાણે કંઈ ઊકલતું ન હોય ને કહીએ તેટલું કરતી. અંબાને ઘરમાં સાસુસસરા તો હતા જ નહિ. એટલે આંણાંટાંણાં તો તે કરી શકી નહિ. તેના માબાપે જમાઇને રાંધી ખાવાની અડચણ ન પડે તેટલા સારુ અંબાને સાસરે જ મૂકી દીધી.

ધીમે ધીમે અંબાએ પોત પ્રકાશ્યું. કોઈ કહેતું હતું તે દાધારંગી છે, કોઈ કહેતું હતું હરામ હાડકાંની છે. તો કોઈ કહેતું હતું એ કજાત છે. કાકી કહેતાં હતાં તે અવળચંડી છે. મૂળાએ તો આમાંનું કંઈ ન કહ્યું. પણ તેને એટલું તો લાગ્યું કે વહુનું કામ ગોતું છે. ઘરમાં લોટા હડફેટે ચઢે છે તોએ પાણિયારા પર મુકાતા નથી. ખાવાનાં તાંસળાં ચીકણાં રહે છે અને તેના પર એંઠવાડના ખરોટા બાઝી ગયેલા છે. પાણીની ગોળીમાં લીલ બાઝી ગઈ છે. તેના રાંધવામાં કોઈ દા'ડો ભલીવાર આવતો નથી. કરે છે ત્યારે તો બે દા'ડા ચાલે તેટલા રોટલા કરી દે છે. ઘણી વાર ટાઢું જ ખાવું પડે છે. ખેતીના કામમાંએ બરકત આવતી નથી. ઢોરને ચાર નાખવાનું ભૂલી જાય છે. છાંણ બબ્બે દા'ડાનું રઝળે છે. ખેતરમાંથી લીલી ધરો લાવવાની આળસે વાડામાંથી પૂળાના ભારા ઉપાડી લાવે છે.

એટલું જ નહિ પણ એનાં લૂગડાંનું કાંઈ ઠેકાણું નથી. ન્હાય છે કે નહિ, તેનીએ ખબર પડતી નથી. તેનું શરીર જાણે છાંડે છે. માથામાં આખો દા'ડો વલુર્યા કરે છે. કોઇક વાર તો તેના બરડામાં થતી ખૂજલીને ભેંસની પેઠે ભીંતે ઘસે છે. અલ્યા આ તો માણસ છે કે ઢોર!

મૂળો, ભગત નામથી ગામમાં ઓળખાતો હતો. જનમ-થી જ ઠંડા સ્વભાવનો, કોઇને હટ ન કહે એવો સીધો,

કોઇને તુંકારો ન કરે એવો સુંવાળો. આખો દા'ડો ખેતીનું કામ કરવું અને રાતના મંદિરમાં જઈ બે ઘડી પ્રભુભજન કરવું. ઘરડાઓને થતું આ મૂળા ભગત જેવી ભક્તિ તો થોડા કરી શકે. આવા જુવાનિયાનો અત્યારથી જ ભગવાનમાં જીવ પરોવાયો છે તે જોઈ ઘણાને નવાઈ લાગતી. આવા મૂળા ભગત વહુને શું કહે?

થોડા દા'ડા તો ભગત કંઈ ન બોલ્યા. પણ પછી તો કહેવું પડ્યું.

'કામમાં તો લગીર જીવ પરોવ. નેઘરોળની પેઠમ શું પડી રે' છે.'

'પડયા રે'તા હશું તો આ ઘરનું કામ કુણ તમારી હગલી કરી જતી હશે?'

મૂળો તો જોઇ જ રહ્યો. આંખો ફાડીને જોઈ જ રહ્યો. અત્યારથી જ આતો ચણભણ કરવા મંડી.

'તારા કામમાં કાંઇ વેતા તો છે નહિ! આ લોટા કોઈ દા'ડો અજવાળે છે? પાણીની ગોળી અંદરથી ધોવે છે! તારાં લૂગડાં તો જો. લજવી મારે એવા તો તારા દેદાર છે.'

'છો અમારે એવા રહ્યા....' મોં ચઢાવી અંબા તો ઘરમાં ગઇ.

'જો સાંભળ, આજે ખેડ પૂરી કરવાની છે તે બપોરે ભાત લઇને શેમમાં આવજે. બળદ ઓલે ચાર પણ બાંધતી આવજે.'

મૂળો હળ જોડી ચાલતો થયો. રસ્તામાં તેને એ જ વિચાર આવતા હતા કે આનું કરવું શું?

દા'ડો માથા પર ચઢ્યો ત્યાં સુધી તો તેણે ખેડ્યા કર્યું. તીખો તડકો હવે તો કરડી ખાતો હતો. બળદ પણ હાંફી ગયા હતા. મૂળો પણ કાઠી ભોંય ખેડી ખેડીને થાક્યો હતો. બળદને ચરતા મૂકી તે ખેતર વચ્ચે ઊભેલા ખીજડાના આછાપાતળા છાંયડામાં વિસામો લેતો બેઠો.

ભાતનો વખત થઈ ગયો હતો. બીજી ભાતવાળીઓ આવી ગઈ હતી. માથા પર જેવો સૂરજ ઊકળતો હતો તેવી જ પેટમાં ભૂખ ઊકળતી હતી. હમણાં આવશે, હમણાં આવશે એમને એમ મનને મનાવી મૂળાએ તાજાં ખેડેલાં ઢેફાં પર જ લંબાવ્યું. આ તો ખીજડાનો છાંયડોએ બદલાયો. ચલમપાણી કરી બીજા ખેડૂતો ફરી હળ જોડવાનીએ તૈયારી કરવા માંડ્યા! હજુએ આતો ન આવી!

મૂળો આમ અકળાતો હતો. ભૂખથી બળી રહ્યો હતો. તેનો ઠંડોગાર સ્વભાવ પણ આધણ આવ્યું હોય ને પાણી ખદખદે તેમતે ખદખદી રહ્યો હતો. એવામાં માથે હુંલ્લી ઉપાડી અંબા આવી.

'તારું અમ ફૂટી ગયું છે? જોને કેટલે દા'ડો ચઢયો છે?' મૂળો અંબાને જોતાં જ તાડૂકયો.

'તે કાંઈ ચાર હાથ કરું? ઘરમાં બીજું તો કામે નહિ હોય ખરા?'

'કામવાળી! ભાત વખતસર જોવે તેનુંએ ભાન છે કે નહિ. બીજું કામ પછી ન થાય?'

—અને તે દિવસે બોલચાલમાંથી મૂળો ખિજાઈ ગયો. તેણે પરોણે પરોણે અંબાને મારી. અંબા તો આજુબાજુના ખેતરવાળા સાંભળે એમ બૂમો મારતી મારતી ઘેર ગઈ.

રાત્રે મૂળો ઘેર ગયો ત્યારે બળદનો ગાર બાક્યો નહોતો. તેને ન્હાવાનું પાણી મૂકેલું ન હતું. ચૂલો ઠંડોગાર પડયો હતો. અંબા ખાટલામાં પડી હતી. મૂળો શું કરે? આને કહેએ શું?

મૂળો જ્યારે જ્યારે મારઝૂડ કરતો ત્યારે અંબા બસ ખાટલામાં પડી જ રહેતી, ઘરનું કામ એમ ને એમ પડ્યું રહેતું. મૂળાને ભૂખે કડાકા થતા. કંઈ કહેવા જાય તો ગામ ગજવતી. મૂળો એક વરસમાં તો તોબા તોબા પોકારી ગયો. અંબાને કંઇ કહી શકાતું નથી. કંઇ કરી શકાતું નથી, એ એનું ધાર્યું કરતી.

વાસનાં બધાં બૈરાં કહેતાં;

'રાંડ ફાટી ગઇ છે. માથે સાસુ નથી એટલે ખાઈ ખાઇને વકરી ગઇ છે. હરામ હાડકાંની કંઇ કામ કરતી નથી ને પડી રહે છે. ઘર ભેળાઇ જાય તોએ એ વળપળા-ને શું? સાસુ નાં હોય એ ઘરમાં આ દશા આવે! કોઇને હેકિા જ નાં રહ્યો ને!'

મૂળાની કાકી કહેતાં.

'હેકિા તો શું બાઇ, મૂળો કાંઇ ઓછું મારે છે? પણ આ તો હરાયા ઢોરની પેઠમ મારખાઇ થઈ ગઈ છે. ઇમ તો ગણવી હોય તો હું સાસુને ઠેકાણે જ છું ને? પણ એ અવળચંડી મને જ ભાંડવા આવે છે ત્યાં.'

'બચારા ભગત માણસને જોને આ જાળુ વળગ્યું છે. મૂળાભઈની જગ્યાએ બીજો કોઈ હોત તો તો એ કજાતના રઈ રઈ જેવડા કટકા કરી નાંખત. સાવ માથા વનાની. ઢોર હોય એય આટલું શીધે માણસ થાય!'

બધાંએ આમ કહેતાં. કોઇ તો વળી અંબાને શિખામણ આપવાની હિંમત કરતાં. તેમને તો અંબા ડાંમતી;

'મારી શોકય, તમારાં ઘર બળી ગ્યાં છે તે આંય ચાંપલાશ કરવા આયાં છો!'

આ સાંભળીને તો જાણે શરીર પર અંગારા વરસ્યા હોય તેમ દઝાઇને બધાં ચાલ્યાં જતાં. એનું નામ કોણ

લે ? એ કાળમુખીનું મોંએ કોણ જુએ ? પણ મૂળાનો કંઇ છૂટકો હતો ?

અંબાએ પેટ જરા વહેલું માંડયું. પણ એમાં તો મૂળાને ઘણું ભારે પડી ગયું. છોકરાને સાચવવાને બહાને તે તો પાણીનો કળશ્યોએ ભરતી નહિ. એનામાં વેતા હોય ત્યારે છોકરાને સાચવે ને ? એક વાર તો અંબા ઘોરતી હતી અને છોકરું એની જ કાયા નીચે ચગદાતું હતું. બાળક ઉપરાછાપરી પછડાટીઓ ખાવા માંડયું ત્યારે મૂળો હાંફળોફાંફળો દોડયો આવ્યો અને બાળકને ઉપાડી લીધું ત્યારે. એ રાત્રે મૂળો ભગત વિફર્યો. પગથી ચોટી સુધી તે ક્રોધથી જળી રહ્યો. જિંદગીમાંએ ન્હોતી મારી એવી અંબાને તે રાત્રે તેણે મારી. અંબાએ બૂમો મારવામાં કંઈ બાકી રાખ્યું ન હતું. પણ મોટી રાતના કોણ ઊઠીને આવે ? કેટલાકના મનમાં એમ પણ ખરું કે છાંને જરા ખોખરી કરતો. એ છે જ એ દાવની.

અંબાએ તો મૂળાનો પૂરેપૂરો ભવાડો કર્યો. સવારમાં તેણે તો ઘરમાં કોઇ મરી ગયું હોય એમ કાણ મૂકી. એક પાડોશણ સમજાવવા આવી પણ તે તો વધારેને વધારે હીબકાં લેવા માંડી. આખા વાસમાં ખબર પડી ગઈ કે અંબાને મૂળાએ રાતના મારી છે. કાકીથી ન રહેવાયું તે તેમણે તો અંબાને સંભળાવ્યું.

'શું કરવા પેલા છોકરાનો ફજેતો કરાવવા બેઠી છે. ઊઠી ત્યાર વાતની ભેંકડો જ મૂકતી નથી. પેલા છોકરાને ધવરાવવાનું ઊકલતું નથી ને આ આ ધમપછાડા કરવા બેઠી છે.'

અંબા રોતાં રોતાં વીફરી. જેમ ફાવે તેમ બોલવા માંડી. કાશીને પણ સુણાવવા માંડી.

'મારા ભઈની વહુઓ એમના હગલાને કાંઈ કે'તી નથી ને મને કે'વા આવે છે. મારો અમ જીવ ખાવા બેઠી છો?'

આ સાંભળીને તો કાશી સડક થઇ ગયાં. વહુને ત્યાંને ત્યાં ટીપીને રોટલો કરી દેવાનું મન થઈ ગયું. આ મારી ભત્રીજાવહુ મને, આટલી ઘરડીને આમ ફાટી પડે એવી ગાળો દઇ જાય! ચીરી જ ન નાખું. કાશીને તો કસુંબો કાઢવા માટે લાલચૂમ કરેલી કોશ કોઇએ પેટમાં ખોસી ઘાલી હોય એમ થઈ ગયું.

'કાલ મરતી હોય તો આજ મરને. અવળચંડી, છેવટે જાત પર ગઈ....'

કાશી એક ઘડી પણ ઊભાં ન રહ્યાં. સડસડાટ કરતાં તે તેમના ઘરમાં પેસી ગયાં.

અંબા બાકી રહી જતું હતું એટલે રોતી રોતી, ઓશલો કૂટતી કૂટતી કૂવે પડવા ચાલી. મૂળો છોકરાને

ઘોડિયામાં નાંખી હિંચોળતો બધું જોઈ રહ્યો હતો. તે હરફ પણ ન બોલ્યો. તે એટલો બધો કંટાળી ગયો હતો કે અંબા સાચે જ કૂવે પડીને મરી જાય તોએ તેને દુઃખ ન થાય. છો મરતી. એ મરે તેમાં જ ઘરનો, તેનો અને સૌનો જયવારો છે. મૂળો ઘર બહાર પણ ન નીકળ્યો.

અંબા કૂવે પડત કે કેમ તે તો કોયડો જ રહી ગયો. કારણ કે મૂળાના કાકાને ખબર પડી કે વહુ તો કૂવો પૂરવા જાય છે એટલે તેમણે તાબડતોબ તેમના દીકરાને વહુને પાછી વાળવા મોકલેલો.

'જાને ભઇ, ક્યાંક ગાંડુ ના કરવાનું કરી બેસશે તો સરકારી લફરાં થશે અને દુનિયામાં નાક કપાઇ જશે. ઊજા ભઇ ઊજાને.....'

પણ એમ પાછી આવે તો પછી અંબા શાની? તે તો પાછી વાળવા જનાર દિયેરને મા અને બહેન સામે ભાંડવા લાગી. પેલાને તો ઊલટું ધક્કો મારી કૂવામાં નાખવાનું મન થઇ ગયું. પણ ઘર સામે નજર કરી તેણે ભાભીનો હાથ પકડી ગામ ભણી ખેંચી;

'ભાભી! શું કરવા ફજેતો કરાવો છો? છાંનાંમાંનાં પાછાં વળો? ગાંમ હિકારીઓ કરે એ તમને સારું લાગે છે? બીજું તો કાંઈ નહિ પણ ઘરની તો શરમ રાખો.'

અંબા જરાએ મચક આપતી ન હતી. ફાવડીની પેઠે લહવાં મારવા લાગી. હિયેરને સાચે જ પગથી ચોટી સુધી રીસ ચઢી. ચારપાંચ અડબોત લગાવી સીધી દોર કરી દેવાનું મન થઇ ગયું, તેણે હાથ તો ન ઉપાડ્યો પણ જીભ તો ઉપાડી જ:

'જા રાંડ અવળચંડી, મર અહીંથી. ખબરદાર જો ઘરમાં પગ મૂક્યો છે તો! જા તારા બાપનું ઘર માંડજે.... અમારે તારી ખપ નથી.'

આટલું કહી તે સરસરાટ કરતો પાછો વળ્યો. અંબાએ શો ફળફળતો ઉત્તર વાળ્યો કે શું લ્હેંકા કર્યા તે જોવા પાછી નજર પણ ન કરી.

અંબા કૂવા તરફ તો નહિ પણ પિયેર ભણી વળી. ચારેક ગાઉ દૂર પિયેર થતું હતું ત્યાં ઝપટ મારી મૂકી.

મૂળાએ આ સાંભળ્યું ત્યારે તેનું કાળજુ ફફડી હાલ્યું. પેલું નાનું છોકરું ધાવણ વગર રાડો નાખતું હતું. અંબા તે સ્ત્રી છે કે ડાકણ? એના પેટના લોચાનીએ પડી નથી. ભગવાંન....ભગવાંન ઘડી ઘડીને તેં 'આવું રતન શું ઘડ્યું? મૂળો આકાશ સામે જોઇ પ્રભુને વિનવી રહ્યો.

છોકરાને તો કાકી લઇ ગયાં અને એક બાજુની બાઈ પાસે ધવરાવી રમાડવા લાગ્યાં. પણ આમ ક્યાંસુધી ચાલશે? છતી માએ બાળક વલવલતું હતું. મૂળા ભગત-

થી એ જોયું જતું ન હતું. ભગતની આંખોમાંથી લોહીનાં આંસુડાં વરસ્યાં. મંદિરમાં જઇ તેમણે પ્રભુને પૂછ્યું:

'હે ભૂડા! તારા નેભાળામાં આવા કાચાએ ઘાંણ નીકળી જાય છે કે આ એક જ નંગ અધકચરું રહી ગયું છે? બીજું કોઈ ન મળ્યું તે મને જ ભટકાવી દીધું? બીજું તો કાંઈ પૂછતો નથી પણ એટલું તો કહે કે તેં એને શાની બનાવી છે? એની ત્રણ મણની કાયામાં મૂઠી જેવડું હૈયું મૂકવાનું તો ભૂલી ગયો નથી ને? એનામાં એક અસ્રીનું દિલ હોત તો આ ધાવણા છોકરાને મૂકી ચાલી જાત?'

ભગતની બંધ આંખોમાંથી આંસુ દડદડતાં હતાં.

કોઇને એમ થશે આવું તો બની જ ન શકે? કંઈક મૂળા ભગતનો વાંક હશે નહિ તો પહેલેથી જ અંબા કંઈ છણકભણક કરે? એમને એટલું જ કહેવાનું કે આ પ્રભુની દુનિયાંમાં સાચે જ એવી અંબાઓ છે. એમનેએ ખબર નથી કે તે શું બોલે છે? એમને ભાન નથી કે તે શું કરે છે? તેના માથામાં કયા લોચા અવળા સવળા થઈ ગયા છે તે તો મૂળા જેવો ભલોભોળો માણસ શું કહી શકે? મોટા મોટા મનના વૈદ્યો પણ અંબાનું મન ઉકેલી આપે તો એ મોટી વાત કહેવાશે. એ કોયડો એવો તો ગુંચવાઈ ગયો છે કે મૂળાની તો અક્કલ જ કામ કરતી

નથી. અંબા માટે ક્રોધ ચઢે છે. હવે તો મરી જાય તો સારું એમ પણ થઈ જાય છે. ઘડીમાં એમ પણ થઈ ગયું કે હવે તો તેને ઘરમાં જ ન પેસવા દેવી. છો રઝળી ખાતી, છો રખડીરખડી કૂતરીના મોતે મરતી.

પણ....પણ અંદરનો પેલો ભગત જીવ બોલે છે;

'ફટ્ટ મૂળા, આટલુંએ નાં જીરવી શક્યો. એ તો ઉપરવાળાએ બરાબર વચાર કરીનેજ અંબાનું તારી હારી પાનું પાડયું છે. એના મનમાં એમ કે આ નંગ બીજે નહિ સચવાય એટલે શોધીખોળીને તને વળગાડ્યું છે. માટે પરભુનો ડર રાખીને એને પાળ અને પોષ. ભગવાન તો ભગતોની આ રીતે જ પરીક્ષા કરે છે. સારાને તો સૌ નભાવે એમાં શું ન્યાલ કરે છે? આવા એકઆંની માનવીને નભાવે એ જ મરદને....'

આ જ્ઞાન મૂળાના ગળામાં એવું તો ઊતરી ગયું કે તે પછી એના આયખામાં તેણે અંબા પર હાથ ઉપાડ્યો નથી. મારઝૂડ કરવી હોત તો ઘણાએ પ્રસંગે આવ્યા હતા પણ તે બધી વખતે ભગવાનનું નામ બબડી તે ગમ ખાઈ ગયો હતો.

અંબા પિયેર ગઈ એટલે તેની માએ ઉધડી જ લેવા માંડીઃ 'કાળમુખી શું મોઢું લઇને તું આંય આઈ છે. તું વાટમાં જ અમ ફાટી નાં મરી. ધાવણા ભાણિયાને મૂકીને

આવતાં તારો જીવ ચ્યમ ચાલ્યો. મારે પેટે આવો પથરો ચ્યાંથી પાક્યો ?'

તેના બાપા બળ્યાઝળ્યા આવ્યા ત્યારે તેમણે પણ અંબાને મારી નાખું, મારી નાખું એમ ચઢ્યું ચઢ્યું બોલ્યા.

'તું અબઘડી આંહીથી જતી રહે ન'કૂ આજ તને ક્યાંક કૂટી ધાલીશ. મારું નામ વગોવરાવા આંય મરી છે. બાપની આબરૂ સાંમેએ નજર નાં કરી.... ઢેડવાઘરણથીએ જઈ. રસ્તામાં કૂવા ઓછા હતા તે આટલે સુધી આઇ ?'

અને તેમણે એને એ વખતે એક ચોકિયાત સાથે અંબાને સાસરે રવાના કરી દીધી. અંબાનાં માબાપ મૂળા ભગતને બરાબર ઓળખી ગયાં હતાં. માએ તો ઘણી વાર કહેલું:

'એ જમાઈ જ આ વળપળાને નભાઈ એક. છોડી મરતાં મરતાં ઘર કરીને રે' અને મારું મોત નાં બગાડે તો નિરાંત.'

બધાની નવાઈ વચ્ચે મૂળા ભગતનો સંસાર ચાલ્યોએ ખરો. અંબા ત્રણ છોકરાંની મા પણ થઈ. એ છોકરાં કેમ ઊછર્યાં તેમાં ઝાઝું ઊંડા ઊતરવા જેવું નથી. એ બાબતમાં મૂળો ભગત કહે છે તેમઃ 'એ તો ભગવાનનાં પારેવાં છે ને એ જ મોટાં કરશે. આપણે કુણ હાચવવાવાળા ?' સાચે જ આ છોકરાં માટે તો ભગતની આસ્થા ફળી હતી. બાકી

અંબાએ જે રીતે છોકરાં તરફ બેદરકારી રાખી છે તેથી તો છોકરાં ક્યારનાંએ પ્રભુ પાસે પહોંચી જવાં જોઈતાં હતાં.

એક વાર તો એક છોકરું ખાટલામાંથી નીચે ગબડી પડ્યું હતું. સારું હતું કે ત્યાં ઢોરઢાંખર આવે તેમ ન હતું નહિ તો પગ નીચે તેના પેટનો પોટો જ ફૂટી જાત. એક વાર વળી છોકરાને ઉંઘાડવા અંબાએ અફીણની ગોળી ખવરાવી. આમ તો રોજ ખવરાવતી. પણ એ દિવસે વધુ અપાઈ ગયેલું. છોકરું તો લાલપીળું થઈ ગયેલું. એ તો અનુભવી ડોસીએ છોકરાના મોંમાં આંગળાં નાખી ઊલટી કરાવી દીધી ત્યારે ઠીક થયું. ભાંખોડિયે ચાલતાં થયાં પછી છોકરાં તરફ અંબા ધ્યાન આપતી નહિ. છોકરાંઓને ખવરાવા પીવરાવામાં પણ ભલીવાર આવતો નહિ. ખાવા માટે છોકરાં જો રડે તો તો અંબા મારવા જ દોડે.

'ઊભાં રહોને, તમારો ઓશલો ફૂટું. આખો દા'ડો ખાવું છે....ખાવું છે કર્યા કરો છો.'

કોઈક વાર વળી બેટાઇમે એ વાસમાં રમતાં છોકરાંને સાદ દેતી,

'ઓ ચંદુડિયા, ઓ પભલા, અલ્યા ગળચવું હોય તો ગળચી લ્યો ન'ક બંધ કરીને સેમમાં જાઉં છું.'

રાંધવામાં પણ અંબાનું ઠેકાણું એવું જ રહેતું. મૂળો

સીમમાંથી આવે તોએ રોટલા ન ઘડયા હોય. કોઈક વાર તો રાત્રે ઘેંસને છાશ ખાઈ ચલાવી લેવું પડતું. મૂળાને તો પેટ ભરાય એટલે થયું. એને તો એનું ખેતર ભલું ને એનું મંદિર ભલું. પણ આ છોકરાંનું શું? વારપરબે પણ બિચારાં ગળ્યું ન ભાળે. ભર્યાભર્યા ઘરમાં કંઇ ઘી-ગોળની ખોટ હતી? પણ અંબાની આળસ જ એવી! ન રહેવાયું એટલે મૂળાએ એક દિવસે તો કહ્યું,

'મારું તો ઠીક, પણ આ છોકરાંને તો સાચવ! બચારાંને શું કરવા દમે છે? એમને જે ખાવું હોય તે કરી આલતી હોય તો?'

અંબાએ ભવાં ચઢાવી સંભળાવી દીધેલું:

'મને અમ છોકરાં દવાલાં હશે? તમે જ આજ સુધી છોકરાંને ખવરાવીને મોટાં કર્યાં હશે?'

મૂળો શું બોલે? એનું મન જ જાણતું હતું કે છોકરાં કેમ મોટાં થાય છે. છોકરાંના ઓશિયાળાં મોં જોઈ ક્યારેક તેનું દિલ વલોવાઈ જતું. જ્યારે તે ખેતરમાં ન ગયો હોય અને કોઈ વાઘરણ કે રાવળણ આરિયાં, શક-રિયાં કે ગાજરમૂળા વેચવા આવી હોય તો તે જાતે જઇને લઈ આવતો. પોંખ વખતે તો મૂળો છોકરાંને ભૂલે જ શાનો? શિંગો આવે ત્યારે તો તે સંતાડીને ગજવાં ભરી લાવતો. એથી તો છોકરાં એને ભાગોળેથી આવતો જોઈ તેની સામે

દોડી જતાં. છોકરાં માને દેખીને નહિ પણ બાપને દેખીને બહુ હરખાતાં હતાં.

અંબાની અવળાઈ આટલેથી અટકી નહિ. ભૂલેચૂકે જો કોઈ છોકરાંને ખાવા લઈ જાય તો મણમણની જોખતી. એને કેમ કરીને પહોંચાય? એક વાર કાકીને ઘેર મહેમાન આવ્યા હતા. તે છોકરાંને જમવા લઈ ગયાં. અંબાને ખબર પડી એટલે કંઇનું કંઈ બોલી ગઈ. કાકીએ પણ સંભળાવ્યું.

'હેંડ હેંડ કૂતરી, નથી બોલતા એમ ભસ ભસ કરે છે? છોકરાંને ખવરાવ્યું એમાં શું બગડી ગયું? ચ્યમ એ પારકુ ઘર છે? કજાત આઈ છે ત્યાર વાતની ઝપીને બેઠીએ નહિ.'

એ બોલવાચાલવામાંથી લાંબો ઝઘડો થઈ ગયેલો. અંબા કાકીને એલફેલ બોલતી હતી. એની ધગધગતી ગાળો સાંભળી કાકીના મોટા છોકરાએ મિજાજ ખોયો. તેણે જતાં વેંત અંબાનો હાથ પકડ્યો અને બેચાર અડબોથ લગાવી દીધી. પછી અંબા ઝાલી રહે? ગાળો બોલવામાં તો તેણે આડો આંક વાળી દીધો. જાણે મરવા પડી હોય એમ કારમી ચીસો નાખવા લાગી. વાસનાં બધાં ભેગાં થઈ ગયાં. મૂળો પણ ક્યાંક બેઠો હતો ત્યાંથી ચઢી આવ્યો. તે કંઈ જ ન બોલ્યો. માત્ર અંબાનો હાથ પકડી ઢસડી ઘરમાં લઈ ગયો. તેના આંગણે ઊભરાઇ રહેલાં લોકોને જોઈ મૂળો ઊભો ને ઊભો

ચઢી ગયો. તેની આંખે ઘડીભર તો અંધારાં આવી ગયાં. તેના આ હાલ? ઘરની આં આબરૂ? હાય....હાય....આ બૈરાએ શું ધાર્યું છે?

અને પહેલી જ વાર એ રાત્રે કાકાએ મૂળાને બીજી કરવાનું કહ્યું. વારંવાર આ ફજેતો થતો હતો તેથી મૂળો કંટાળી ગયો હતો. મોટી થશે એટલે સુધરશે એમ લાગ્યા કરતું હતું. પણ હવે તો તેનીએ આશા ન હતી. ત્રણ છોકરાંની મા થઈ છતાં વાતવાતમાં ચણભણ કરી મૂકતી. હવે શેં સુધરે? પણ કોણ જાણે કેમ પણ મૂળાનો જીવ બીજું કરવાની ના પાડતો હતો. એ પછી ચારપાંચ વાર કાકાકાકીએ એ વાત કાઢી હતી પણ મૂળાએ વાત ઉડાવી દીધી હતી.

પણ આ છેલ્લી વાર તો કાકા ખિજાઇ જ ગયા. ખિજાય એવું જ થયું હતું ને? કાકાના નાના છોકરાનું વેવિશાળ કરવા મહેમાનો આવ્યા હતા. મૂળો અને કાકા ઊભા પગે મહેમાનોની ચાકરી કરતા હતા. ઘરના મોભા પ્રમાણે મહેમાનોને જમાડતા, ફેરવતા અને ખુશખુશાલ રાખતા હતા. મૂળાને ઘેર એક ટંકનું નોતરું હતું. આવા ટાણે પણ અંબા જાત પર ગયા વિના ન રહી. જાણે કાછી પર દાઝ કાઢતી હોય તેમ મહેમાનોને પીરસતાં પીરસતાં કંઇનું કંઈ ભરાવ્યું. બાપ માર્યાં વેર હોય તેમ ખોદવામાં

કંઇ બાકી રાખ્યું નહિ. મહેમાન જમીને ઊઠયા એટલે એકલી એકલી બબડી.

'મારી શોક્ય એના હગલાને ચઢાઇને ચઢાઇને બીજી કરાવવાની વાતો કરે છે.'

મહેમાનોને ઘણાં વનાં કર્યાં પણ ન રોકાયા. તેમ કંઇ ચોખ્ખો જવાબ પણ ન આપ્યો. કોઇએ માથું ધડથી જુદું કર્યું હોત તોએ કાકાને આટલું ન લાગત. તે મનમાં ને મનમાં બળી રહ્યા. કોઇએ વીંઝીને વીંઝી માથામાં ડાંગો મારી હોય એમ ચણચણાટી થઈ ગઈ. જાણે આખું શરીર ઝમઝમ થતું હતું. અને તેમણે મૂળાને રાતના ઘેર બોલાવ્યો. તેમાંએ મૂળાએ બીજી કરવાની ના પાડી ત્યારે તો તેમની ખીજ સળગી ઊઠી.

આ બધું યાદ કરતો કરતો મૂળો ખાટલામાં પડયો હતો. અંબાને લીધે પોતે સહન કરવામાં કંઇ બાકી રાખ્યું ન હતું. પણ એના છાંટા આમ કુટુંબીઓ પર ઊડતા હતા તે તેનાથી ખમાતું ન હતું. કાકા કાકીની લાગણી તે સમજી શકતો હતો. પણ શું કરે? અંબાને કહે પણ શું? કંઇ ગતાગમ હોત તો અત્યાર સુધી સુધરી જ ન ગઈ હોત.

મૂળાને ઘણું લાગતું હતું. કુટુંબકળો થાય તે તેને ગમતું ન હતું. માથામાં અનેક વિચારો ધમાચકડી મચાવતા હતા. દિલમાંથી ઊઠતી ઝાળ જીભ કાઢીને લબકારા

મારતી હતી. મૂળાએ પ્રભુનું શરણું શોધ્યું.

'ભગવાન તારે ખોળે છું. મારા જેવા કાચી માટીના માણસની આટલી કડક પરીક્ષા હોય? બાપલા મને શું કરવા તાવો છો? હવે તો મારાથી નથી રહેવાતું.'

આમ પ્રભુને વિનવતો વિનવતો મૂળો ઊંઘી ગયો ત્યારે તેની આંખ ઉપર થીજી ગયેલાં આંસુ અંધારામાં હીરાની માફક તગતગી રહ્યાં હતાં.



કેટલાંક માણસો જ એવા રીઢા સ્વભાવનાં હોય છે કે વરસો જતાં પણ તેમનામાં કંઈ જ ફરક પડતો નથી. ઝટ ન સમજાય એવાં ભેદી હોય છે. જાણે તેમના જીવતરનો રસ જ ઝગડવામાં હોય છે. ઝગડા કરવામાં એટલાં બધાં રત થઇ ગયાં હોય છે કે શા માટે તે ઝગડે છે તેનુંએ તેમને ભાન નથી રહેતું. અંબા આવા સ્વભાવની છે. હજુએ એવાને એવા બખાળા કરતી જીવે છે. મૂળાનો સંસાર ખારો દવ થઈ ગયો છે. છતાં પ્રભુ પર શ્રદ્ધા રાખી તો જીવનને ખેંચે જાય છે!

પણ....પણ એનો કોઈ ઉપાય જ નહિ હોય?

વાતવાતમાં પુરુષ જાતને ભાંડવા બેસી જનાર સ્ત્રીઓ એટલું ધ્યાનમાં રાખે તો સારું કે સમાજમાં આવી કભારજાઓ પણ છે; કદાચ અભણ કરતાં ભણેલી વધારે.

‘સસ્તું સાહિત્ય’ એટલે ‘ઊંચામાં ઊંચું સાહિત્ય’

# ઉત્તમ ગ્રંથો

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો— | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત–ભાષાંતર**–દળદાર સાત ગ્રંથોમાં... | ૫૨૦૮ | ૪૫–૦ |
| **ઉપનિષદો–૧૧૨–સરળ** ગુજરાતી ભાષાંતર–ચાર ગ્રંથમાં... | ૫૫૨ | ૪–૦ |
| **મહાભારતનું શાંતિપર્વ**– | ૮૫૬ | ૭–૮ |
| **માનસ રામાયણ**–બે ભાગમાં, ૩૦ ચિત્રો સાથે... | ૧૪૦૦ | ૭–૦ |
| **તુલસીકૃત રામાયણ**–બે ભાગમાં, ૩૬ ચિત્રો સાથે | ૧૪૩૨ | ૭–૮ |
| **વાલ્મીકિ રામાયણ**–૩૭ ચિત્રો સાથે | ૧૫૨૮ | ૬–૮ |
| **યોગવાસિષ્ઠ મહારામાયણ**–ચાર દળદાર ગ્રંથોમાં | ૧૬૦૮ | ૧૨–૦ |
| **દત્ત–પરશુરામ**–મહાત્મા કૃષ્ણાત્મજજીકૃત | ૩૪૪ | ૨–૦ |
| **શ્રીમદ્ ભાગવત**–બે ગ્રંથમાં–આવૃત્તિ ૧૦મી, ૨૭ ચિત્રો | ૧૩૪૪ | ૮–૦ |
| **ભગવતી (દેવી) ભાગવત**– | ૯૨૮ | ૬–૦ |
| **મનુસ્મૃતિ**–સરળ ભાષાંતર મૂળ શ્લોકોસહિત | ૬૪૦ | ૩–૦ |
| **પાતંજલ યોગસૂત્ર**–સ્વામી વિવેકાનંદની ટીકા સાથે | ૧૯૨ | ૧–૦ |
| **જ્ઞાનયોગ**–(સ્વામી વિવેકાનંદકૃત) | ૨૩૬ | ૦–૧૨ |
| **આખ્યાનમાળા**–ગ્રંથ ૧ લો તથા ૨ જો... | ૧૪૨૮ | ૬–૦ |
| **વૈદિક વિનય**–૩૬૦ વેદમંત્રો પ્રાર્થનાઓ રૂપે | ૮૪૦ | ૩–૧૨ |
| **મહાભારતમંજરી**–મહાભારત વિષે ઉત્તમ ગ્રંથ... | ૭૪૪ | ૩–૦ |
| **હું કોણ?**–લેખક સ્વામી માધવતીર્થ | ૩૮૪ | ૨–૦ |
| **અષ્ટાવક્રગીતા**–સરળ અર્થ સાથે | ૭૨ | ૦–૮ |
| **ઉપદેશસારસંગ્રહ**–તામિલવેદનો અનુવાદ... | ૩૮૪ | ૧–૮ |
| **બોધરત્નાકર**–ધર્મનીતિનાં ૧૦૫ દૃષ્ટાંતો | ૩૦૦ | ૧–૮ |
| **હૃદયતરંગ** અને **બ્રાહ્મણની ગૌ** | ૩૨૪ | ૧–૦ |
| **આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર**–... | ૨૦૮ | ૦–૮ |
| **વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા**–... | ૧૬૪ | ૦–૪ |
| **વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન** (અર્થ–વિવરણ સાથે)... | ૨૨૦ | ૦–૬ |
| **આત્મરામાયણ**–અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક | ૧૪૦ | ૦–૧૨ |
| **જીવન્મુક્તિવિવેક** (સ્વામી વિદ્યારણ્યકૃત) | ૨૨૦ | ૧–૪ |
| **પરમાનંદની પ્રાપ્તિ**–વૈષ્ણવો માટે ખાસ ઉપયોગી... | ૨૬૪ | ૧–૮ |

**શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**–આવૃત્તિ ૭મી ... ... ૮૮૮ ૪–૦
**અભુમય જીવનનું રહસ્ય** ... ... ... ... ... ૧૬૮ ૧–૦
**વિદુરનીતિ** ૧૬૮ ૦–૧૨ | **અવધૂત ગીતા** ૧૫૨ ૧–૦
**શ્રીમદ્ ભગવદ્ગીતા**–ગુજરાતી સરલાર્થ તથા **પંડિત નીલકંઠની** વિસ્તૃત ટીકા સાથે. ૮૬ ૫ત્રા, પૃષ્ઠ ૬૭૬, મૂલ્ય રૂપિયા ૧–૧૦
**શ્રી પંચરત્નગીતા**–શ્રીધરી ટીકા સાથે ... ... ... ૬૦૦ ૧–૧૦
**શ્રીભગવદ્ગીતા**–એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતરવાળી પૃષ્ઠ ૪૮૦, બૉર્ડપટ્ટીનાં પૂઠાં, મૂલ્ય રૂપિયા ૦–૮
**શ્રીમદ્ભગવદ્ગીતા**–માત્ર ગુજરાતી ભાષાંતર આવૃત્તિ ૨૦ મી, બૉર્ડ-પટ્ટીનાં પૂંઠાં, પૃષ્ઠ ૨૮૮, મૂલ્ય ૦–૪

## સંતવાણી તથા ઉપદેશો—

**પરમસુખી થવાના ઉપાયો**–શ્રીમન્નથુરામશર્મા ... ૩૩૬ ૨–૦
**રામકૃષ્ણકથામૃત**–બે ગ્રંથોમાં નવી આવૃત્તિ ... ... ૮૦૦ ૫–૦
**દીવાને સાગર**–શ્રી સાગરકૃત... ... ... ... ... ૪૮૦ ૪–૮
**અખાની વાણી**–સુધારાવધારા સાથે–ત્રીજી આવૃત્તિ ... ૫૦૪ ૩–૦
**પ્રીતમદાસની વાણી**–આવૃત્તિ ૨ જી ... ... ... ૫૬૦ ૨–૮
**ભજનસાગર**–ઉત્તમ ૯૩૧ ભજનોનો સંગ્રહ... ... ... ૬૮૮ ૨–૮
**ગુજરાતની ગઝલો** (દી. બ. કૃષ્ણલાલ ઝવેરી)... ... ૧૮૦ ૧–૦
**तुकाम्हणे:**–પસંદ કરેલા અભંગોનો સંગ્રહ–મરાઠીમાં... ૧૨૦ ૦–૫
**દાસબોધ**–(સમર્થ રામદાસ સ્વામીકૃત) ... ... ... ૬૪૮ ૨–૮
**સ્વામી રામતીર્થના સદુપદેશો**–ગ્રંથ ૧ લો ... ... ૫૬૪ ૨–૮
" " **સદુપદેશો**–(ગ્રંથ ૩ જા રૂપે) ... ૫૨૦ ૨–૮
**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**–(ભાગ ૪–૫)... ... ૬૦૦ ૨–૪
" " **ભક્તિયોગ**–આવૃત્તિ ૨ જી (ભાગ ૮મા રૂપે) ૩૮૪ ૧–૮
" " **પાતંજલ ને જ્ઞાનયોગ** (ભાગ ૧૦, ૧૧) ૫૬૦ ૨–૦
**તુકારામ ગાથા**–ગ્રંથ ૧ લો તથા ૨ જો–સરળ ભાષાંતર ૧૮૪૦ ૬–૦

## સંતો તથા વીરપુરુષોનાં જીવનચરિત્રો—

**બુદ્ધચરિત્ર** તથા **અન્ય સંતપુરુષો**– ... ... ... ૪૯૬ ૨–૦
**રામકૃષ્ણ પરમહંસ**–વિસ્તૃત ચરિત્ર ... ... ... ૬૦૮ ૨–૮
**સ્વામી વિવેકાનંદ**–ચરિત્ર–(ભાગ ૯ મા રૂપે)... ... ૭૮૪ ૩–૦
**સ્વામી રામતીર્થ**–વિસ્તૃત ચરિત્ર–(ગ્રંથ ૪ થારૂપે) ... ૬૭૨ ૩–૦
**સંત તુકારામ**–વિસ્તૃત ચરિત્ર ... ... ... ... ૬૪૮ ૨–૮

| | | |
|---|---|---|
| **ચૈતન્ય મહાપ્રભુ**–ખંડ ૧ થી ૫–ત્રણ ગ્રંથોમાં (સચિત્ર) | ૧૫૯૬ | ૬–૮ |
| **જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ** ... ... | ૫૦૪ | ૨–૮ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો**... | ૪૨૪ | ૧–૬ |
| **શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... | ૩૩૬ | ૧–૦ |
| **મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત ને મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... | ૨૫૬ | ૦–૧૦ |
| **ભક્તચરિત્ર**–૨૯ ભક્તોનાં ચરિત્રો ... ... ... ... | ૫૨૮ | ૨–૮ |
| **આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૧ લો–૫૨ ચરિત્રો... ... | ૬૩૬ | ૧-૧૨ |
| ,, ,, –ભાગ ૨ જો–૭૦ ચરિત્રો... ... | ૬૨૪ | ૨–૮ |
| **મુસ્લિમ મહાત્માઓ**–(૯૬ ચરિત્રો, ઉપદેશોસહિત)... | ૭૫૬ | ૨–૪ |
| **નાનક**–અન્ય નવ ગુરુઓના ટૂંકા પરિચય સાથે ... | ૭૨ | ૦–૬ |
| **મહર્ષિ દયાનંદ** ૧૫૨ ૧–૦ \| **સ્વામી સહજાનંદ** | ૧૧૨ | ૦–૧૨ |
| **મહાવીર**–ભગવાન મહાવીરનું ટૂંકું ચરિત્ર... ... ... | ૫૬ | ૦–૬ |
| **હિંદના આચાર્યો**–સંપાદક ડૉ. હરિપ્રસાદ ... ... | ૬૦૮ | ૪–૦ |
| **શ્રી તૈલંગ સ્વામી**–વિશુદ્ધાનંદ તથા પૌહારી બાબાનાં ચરિત્રો | ૮૮ | ૦–૪ |

## ઐતિહાસિક તથા સાહિત્યવિષયક ગ્રંથો—

| | | |
|---|---|---|
| **ભારતના વીરપુરુષો**–ઐતિહાસિક ચરિત્રો ... ... | ૩૩૬ | ૧–૪ |
| **વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**– ... ... ... | ૩૦૪ | ૧–૦ |
| **કચ્છની લોકવાર્તા**–(શ્રી. ડુંગરશી ધરમશી સંપટ)... | ૩૫૪ | ૨–૦ |
| **સાહિત્યપ્રારંભિકા**–લે. હિંમતલાલ ગ૦ અંજારિયા ... | ૧૫૨ | ૧–૦ |

## ખાસ સ્ત્રી ઉપયોગી ગ્રંથો—

| | | |
|---|---|---|
| **ભારતની દેવીઓ**–દળદાર ત્રણ ગ્રંથોમાં ... ... | ૨૨૬૮ | ૯–૦ |
| **દયાળુ માતા** અને **સદ્‌ગુણી પુત્રી**–(આવૃત્તિ ૫ મી) | ૧૬૦ | ૦–૮ |
| **ટૂંકી વાતો ગ્રંથ ૧ લો**–સામાજિક નિર્દોષ ૬૬ વાતો | ૫૮૮ | ૨–૮ |
| ,, ,, **૨ જો**–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો | ૫૭૬ | ૨–૮ |
| ,, ,, **૫ મો**–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો | ૪૦૮ | ૨–૮ |
| ,, ,, **૬ ઠ્ઠો**–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો | ૩૨૦ | ૨–૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સ્વર્ગનું વિમાન**– | ૩૭૨ | ૨–૦ | **સ્વર્ગનો ખજાનો**– | ૩૧૨ | ૨–૦ |
| **સ્વર્ગની કૂંચી**– | ૩૭૨ | ૨–૦ | **સ્વર્ગનો પ્રકાશ**– | ૩૩૬ | ૨–૦ |
| **સાચું સ્વર્ગ**– | ૪૯૨ | ૨–૦ | **સ્વર્ગની જિંદગી**– | ૩૦૦ | ૨–૦ |
| **સંસારમાં સ્વર્ગ**– | ૩૪૮ | ૨–૦ | **સ્વર્ગની સીડી**– | ૩૬૦ | ૨–૦ |
| **સ્વર્ગનો આનંદ**– | ૩૬૦ | ૨–૦ | **સ્વર્ગની સડક**– | ૪૬૮ | ૨–૦ |



છેલ્લી અરધી સદીમાં મહાગુજરાતે **મહર્ષિ દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી** અને **ભિક્ષુ અખંડાનંદ**. એ ત્રણ મહાપુરુષો આપ્યા છે.

એ ત્રણે મહાપુરુષોએ જનતાના હિતનો મહાન સિદ્ધાંત વિચાર્યો, જાહેર કર્યો ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ક્રિયાના પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા **ભિક્ષુ અખંડાનંદે** જનસેવાનો ઉત્તમ પ્રકાર દેખાડ્યો છે.

તેમણે અજ્ઞાનરૂપી અંધારાં દૂર કરવા માટે પુસ્તકો દ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયન લાખો ગુજરાતીઓને પૂરું પાડ્યું છે.

તેમણે ઋષિમુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારોનો પ્રચાર કરી જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના મહાસાગરમાંથી બસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને, સર્વ રીતે શુદ્ધ કર સરળ અને સહેલાઈથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છપાવ્યાં તેની લાખો પ્રતો ગરીબમાં ગરીબ માણસને પોસાય એવી સસ્તી ગુજરાતના ઘેરઘરમાં પહોંચાડી છે.

આ અગ્રગણ્ય સંતપુરુષે '**कथयन्तो मां नित्यं**' એ ગી પ્રમાણે, છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુ સંસ્કારો રેડ્યા છે.

તે શ્રેષ્ઠ કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેવી વ્યવસ્થા પણ તેમણે કરી

જ્ઞાનનું દાન એ સૌથી ઊંચું દાન છે અને એ પ્રદેશમાં પહેલ પંક્તિએ બેસનાર દાતા **ભિક્ષુ અખંડાનંદનું** સ્થાન ગુજરાતના ગૌરવમાં હિન્દના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } અમદાવાદ અને મુંબઈ—૨